## ત્રિમંત્ર








**નમો અરિહંતાણં**
**નમો સિદ્ધાણં**
**નમો આયરિયાણં**
**નમો ઉવજ્ઝાયાણં**
**નમો લોએ સવ્વસાહૂણં**
**એસો પંચ નમુક્કારો;**
**સવ્વ પાવપ્પણાસણો**
**મંગલાણં ચ સવ્વેસિં;**
**પઢમં હવઈ મંગલં ૧**
**ૐ નમો ભગવતે વાસુદેવાય ૨**
**ૐ નમઃ શિવાય ૩**
**જય સચ્ચિદાનંદ**



## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ? 'ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા !

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું ! અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !!

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે ! હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી) ગામેગામ-દેશવિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં. દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ પૂજ્ય ડૉ. નીરુબહેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા. પૂજ્ય દીપકભાઈ દેસાઈને દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. નીરુમાની હાજરીમાં તેમના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશોમાં ઘણાં ગામો-શહેરોમાં જઈને આત્મજ્ઞાન કરાવી રહ્યા હતા. જે નીરુમાના દેહવિલય બાદ ચાલુ જ રહેશે. આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

## સંપાદકીય

લોકોની માન્યતાઓનો પ્રવાહ અવળી દિશામાં ખેંચી જનારું પ્રબળ પરિબળ આ કાળમાં ઠેરઠેર છાઈ રહ્યું છે, અને તે છે ચમત્કાર વિશેની જાતજાતની અંધશ્રદ્ધાઓ જન્માવતી જાહેરાતો ! જે દેશની પ્રજા ચમત્કારોને માનતી, રાચતી ને પૂજતી થાય તે દેશનું અધ્યાત્મનું પતન ક્યાં જઈ અટકશે તેની કલ્પના જ થાય તેમ નથી. ચમત્કાર કહેવો કોને ? બુદ્ધિથી ના સમજાય તેવી બહારની ક્રિયા થઈ તે ચમત્કાર ? પણ તેમાં બુદ્ધિની સમજની સાપેક્ષતા માણસે માણસે ભિન્ન હોય. એકની બુદ્ધિમાં ના સમાય તો બીજાનીમાં સમાય. બુદ્ધિની સીમા ય દરેકની ભિન્ન ભિન્ન જ ને !

આ કાળમાં ચમત્કારની ભ્રાંત માન્યતાઓને જડમૂળથી ઊખેડી નાખતા પરમ કૃપાળુ દાદાશ્રી સદા કહેતા કે ચમત્કારની યથાર્થ ડેફીનેશન તો સમજવી જોઈએને ? પણ ચમત્કાર કોને કહેવાય, એ ડેફીનેશન આ દુનિયામાં થઈ નથી. માટે એની ડેફીનેશન નથી એવું નથી. એની ડેફીનેશન હું આપવા તૈયાર છું. ચમત્કાર એનું નામ કહેવાય કે બીજો કોઈ કરી શકે જ નહીં. અને સિદ્ધિ એનું નામ કહેવાય કે બીજો એની પાછળનો કરી શકે.

અત્યાધુનિક સમયમાં જ્યાં બુદ્ધિ વિજ્ઞાનક્ષેત્રે અવનવાં આશ્ચર્યોની પરંપરા સર્જવામાં વિકસી છે ત્યાં ભારતના લોકો બુદ્ધિનાં બારણાં બંધ કરીને ભ્રાંત શ્રાદ્ધામાં રાચતા થાય તે ના પોષાય. કેટલીક વિજ્ઞાનની સિદ્ધિ હોય છે તે જ્યાં સુધી જાહેર નથી થઈ ત્યાં સુધી ચમત્કારમાં ખપે પણ પબ્લીકમાં પ્રગટ થાય પછી એ ચમત્કાર ના કહેવાય. આજથી સો વર્ષ પર ચંદ્રમાં પર ચમત્કારનો દાવો કરીને પદાર્પણ કરનારાને ચમત્કારીક પુરુષ કે સાક્ષાત્ પરમાત્મા કહીને લોકો નવાજત ! અને આજે ?!!!

ધર્મમાં ચમત્કાર આજકાલ ખૂબ જોવા મળે છે, જેમ કે માતાજી અંગમાં આવે, કંકુ ઝરે, હવામાંથી ભસ્મ આવે, વસ્તુઓ આવે વિ. વિ. આપણા લોકો એનાથી ખૂબ અંજાય પણ છે. થોડીવાર માટે અંતઃકરણ ત્યાં સ્થંભિત થઈ જાય ને દુઃખ બધાં ભૂલી જવાય ને આશાનું એક નવીન કિરણ પ્રગટે કે 'હાશ, હવે મારા બધાં દુઃખો જશે. દેવ દેવીઓની કૃપા વરસી !' પણ થોડાક જ સમય પછી જુઓ તો બધું એમનું એમ. એક ચિંતા ઘટી ના હોય, અંતર શાંતિ જરીકે થઈ ના હોય ! માત્ર વાગોળ્યા કરવાની રહે એ વાત ! હા, લોકોને એટલા સમય પૂરતા ધર્મમાં પકડી રાખે એટલો ફાયદો સ્વીકાર્ય છે.

જાતજાતની કૌટુંબીક, સામાજીક કે વ્યક્તિગત ઉપાધિઓમાં ચોગરદમથી ઘેરાયેલાં છતાં શાંતિથી જીવવા ઝઝૂમતા મનુષ્યોને જરૂર છે બળતરામાંથી ઠંડક ભણી દોરવાની, અંધકારમાંથી પ્રકાશ ભણી દોરવાની, નહીં કે આછાપાતળા અજવાળાનેય અંધારું ઘોર કરવાની !

અધ્યાત્મના સાચા માર્ગે જનારાઓ, નરમાંથી નારાયણપદે જનારાઓની કક્ષાના મહાન મૂળ પુરુષોએ ક્યારેય કોઈ ચમત્કાર કર્યો નથી ને તેમણે ક્યારેય ચમત્કારને મહત્વ આપ્યું નથી. પાછળના સંતો ભક્તો સામાન્ય સમજી શકાય એવી વાતને પણ એક્ઝાગરેટ કરીને ચમત્કારોમાં ખપાવે. ભક્તો ભક્તિની ઘેલછામાં ભગવાનને શું ના કહે ? એય સ્વીકાર્ય છે એમના માટે. પણ આજે આપણે ભણેલા-ગણેલા સમજદાર લોકોએ એટલું તો વિચારવું કે આ ચમત્કારાનો સહારો લઈને અંતે આપણને મળ્યું શું ? કૃષ્ણ, રામ કે મહાવીરે કોઈ ચમત્કારો કર્યા નથી અને એ તરફ લોકોને ભમાવ્યા પણ નથી. તેઓ પોતાનું આદર્શ જીવન જીવી ગયા. જે આજે લોકોને કથાનુયોગ તરીકે કામ લાગે છે ને બીજી બાજુ અધ્યાત્મની એચિવમેન્ટ કરી ગયા કે જે લોકોને જ્ઞાન પ્રાપ્તિની રાહ ચીંધે છે. ટુંકમાં આત્મા જાણી મોક્ષે જ જવાની જ્ઞાનવાણી પ્રતિબોધે છે.

ચમત્કાર કોણ ખોળે ? ખોળવાની જરૂર કોને ? જેને આ સંસારની ભૌતિક સુખોની ઝંખના છે, પછી તે સ્થૂળ સ્વરૂપે કે સૂક્ષ્મ સ્વરૂપની હોઈ શકે. અને જેને ભૌતિક સુખથી પર એવા આત્મસુખ પામવાની ઝંખના માત્ર છે એને આત્મસુખથી પર કરનારાં ચમત્કારોની શી જરૂર ? અધ્યાત્મ જગતમાંય જ્યાં અંતિમ લક્ષને આંબવાનું છે અને તે છે ‘હું કોણ છું’ ની પીછાણ કરવાની, આત્મા તત્ત્વની પીછાણી કરી નિરંતર આત્મસુખમાં રાચવાનું છે, ત્યાં આ અનાત્મ વિભાગના લોભાવનારા ચમત્કારોમાં અટવાવાને ક્યાં સ્થાન છે ?

મૂળ પુરુષોની મૂળ વાત તો બાજુએ રહી પણ એમની કથાઓ સાંભળ્યા કરી, ગાયા કરી ને એમાંથી જીવનમાં કંઈ ઊતાર્યું નહીં અને જ્ઞાન ભાગને તો દાબી જ દીધું ભોંયમાં ! આ મૂળ પુરુષોની મૂળ વાતને પ્રકાશમાં લાવી ચમત્કાર સબંધીની અજ્ઞાન માન્યાતાઓને પૂજ્યશ્રીએ ખંખેરી નાખી છે. ચમત્કાર વિશેની સાચી સમજણ દાદાશ્રીએ ખૂબ કડક વાણીમાં રજુ કરી છે. વાચક વર્ગને તેની પાછળનો આશય સમજવા વિનંતી.

**- ડૉ. નીરુબેન અમીન**

# ચમત્કાર

## ચમત્કાર કોને કહેવો ?

**પ્રશ્નકર્તા :** આધ્યાત્મિક સાધના કરવા જતા ચમત્કાર જેવી શક્તિ આવે છે, તે વાત સાચી કે ખોટી ?

**દાદાશ્રી :** ના. એવું છે, આ ચમત્કારની 'ડેફિનેશન' સમજો. આ ગીની છેને, તે 'ગોલ્ડ ગીની' છે, તો એની 'ડેફિનેશન' જોઈએ કે ના જોઈએ ? કે ચાલે ? એવો જ તાંબાનો સિક્કો હોય અને એનાં પર 'ગીલેટ' કરીને લાવે તો 'ડેફિનેશન' ના માગે ? સિક્કો એવડો જ છે, 'ગોલ્ડ' જેવું દેખાય છે. 'ગોલ્ડ' જ છે એવું કહે છે, તો ચાલે ? હવે આ 'ડેફિનેશન'વાળું જે છે, તેના સામું પેલું તોલમાં મૂકીએ તો એ ઓછું થાય. શાથી ઓછું થાય ? સોનું વજનમાં વધારે હોય. એટલે આપણે કહીએ કે આ બીજો સિક્કો 'ડેફિનેશન'વાળો નથી. એવી રીતે ચમત્કારનું પણ 'ડેફિનેશન'પૂર્વક હોવું જોઈએ. પણ ચમત્કાર કોને કહેવાય, એ 'ડેફિનેશન' આ દુનિયામાં થઈ નથી. માટે કંઈ એની 'ડેફિનેશન' નથી એવું ન કહેવાય. દરેક વસ્તુની 'ડેફિનેશન' હોય કે ના હોય ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** તો ચમત્કારની 'ડેફિનેશન' તમે કહો. 'ડેફિનેશન' તમને શું લાગે છે ? શું 'ડેફિનેશન' હોવી જોઈએ ?

**પ્રશ્નકર્તા :** કંઈ પણ નવું થાય અને બુદ્ધિની બહારની વાત હોય, એ ચમત્કાર.

**દાદાશ્રી :** એનું નામ ચમત્કાર નથી. કારણ કે તમારી બુદ્ધિ 'લિમિટેડ' હોય, તેમાં લોક શું કરે ? લોક 'એક્સેપ્ટ' કેમ કરે ? તમે જેને ચમત્કાર કહો પણ વધારે બુદ્ધિશાળી હોય, તે કેમ 'એક્સેપ્ટ' કરે ?

એટલે ચમત્કારની જો 'ડેફિનેશન' તમે સમજો તો ચમત્કારની 'ડેફિનેશન' 'વર્લ્ડ'માં કોઈએ આપી નથી. છતાં હું આપવા તૈયાર છું. ચમત્કાર એનું નામ કહેવાય કે બીજો કોઈ કરી શકે જ નહીં, એનું નામ ચમત્કાર !

## ન થાય નકલ ચમત્કારની

**પ્રશ્નકર્તા :** હા. પણ એનાં જ જુદાં જુદાં નામ આપ્યાં કે આ સિદ્ધિ કહેવાય, આ ફલાણું કહેવાય, એને જ માણસો ચમત્કાર કહે છે ને ?

**દાદાશ્રી :** સિદ્ધિ એનું નામ કહેવાય કે જે બીજો, એની પાછળનો કરી શકે. પણ ચમત્કાર એનું નામ કહેવાય કે કોઈથી કરી શકાય નહીં.

**પ્રશ્નકર્તા :** આપે ચમત્કારની જે 'ડેફિનેશન' કહી, એવી 'ડેફિનેશન' તો દુનિયામાં ય નથી !

**દાદાશ્રી :** એવી હોય જ નહીં ને ! એવી 'ડેફિનેશન' ના હોવાથી તો લોક ચમત્કારના ગુલામ થઈ ગયાં. ચમત્કારના શેઠ થવાનું છે, ત્યારે ચમત્કારના ગુલામ થયાં !

એટલે બીજો કોઈ કરી શકે જ નહીં, એનું નામ ચમત્કાર. કારણ કે સિદ્ધિ ઉત્પન્ન થયાં જ કરે હંમેશાં અને એ સિદ્ધિ વટાવે એટલે ઓછી સિદ્ધિવાળા, એને ચમત્કાર કહે અને વધુ સિદ્ધિવાળા પેલા પર દયા ખાતા હોય કે આણે સિદ્ધિ વટાવી ખાવા માંડી ! તમને સમજાય છે મારી વાત ?

**પ્રશ્નકર્તા :** હાજી, હાજી.

**દાદાશ્રી :** સિદ્ધિ વટાવી એટલે શું કે તમે સાધના કરતાં કરતાં જે કંઈ શક્તિ પ્રાપ્ત કરો, એ શક્તિ બીજા માટે વાપરો, એટલે એ બીજાને માટે મોટું આશ્ચર્ય થઈ જાય, એ સિદ્ધિ વટાવી કહેવાય. હવે એ ચમત્કાર ગણાય ખરો ? ના, કારણ કે બીજો સિદ્ધિ વટાવે તો એવો જ ચમત્કાર થાય, એટલે બીજો

કરી શકે એ ચમત્કાર કહેવાય નહીં !

## શુદ્ધિ ત્યાં સિદ્ધિ

હવે સિદ્ધિ એટલે, એવું છેને, 'જ્ઞાન' ના હોય તો યે અનંતી પાર વગરની શક્તિ છે. અજ્ઞાનદશામાં ય અહંકાર તો છે જ ને ! પણ અહંકાર ચોખ્ખો કરે, પોતે પોતાને માટે કાંઈ પણ ન વાપરે, પોતાને ભાગે આવ્યું હોય તોય બીજાને આપી દે, પોતે સંકોચાઈને રહે, તો ઘણી સિદ્ધિઓ ઉત્પન્ન થાય. એટલે સંયમના પ્રમાણમાં સિદ્ધિઓ ઉત્પન્ન થાય અને તેય આત્મજ્ઞાન સિવાય ખરી સિદ્ધિ તો હોય જ નહીં. આ લોકોને તો હૃદયશુદ્ધિની સિદ્ધિ હોય છે. હૃદયશુદ્ધિ એકલી જ હોય ને 'જ્ઞાન' ભલે ના હોય, હિન્દુસ્તાનનાં લોકોને જ્ઞાન તો છે જ નહીં, એટલે હૃદયશુદ્ધિ હોયને, એટલે કે એ ચોખ્ખો હોય, પૈસો યે ખોટો લેતો ના હોય, ખોટું વાપરતો ના હોય, જ્યાં પૈસો ય દુરુપયોગ નથી થતો, લોકોના પૈસા ના પડાવે, એને પોતાને છાક નહીં, બીજું આવું ઠોકાઠોક નહીં કે આમ કરી નાખ્યું ને આને આમ કરી નાખ્યું, ત્યાં એ લોકોને હૃદયશુદ્ધિની સિદ્ધિ હોય. એ બહુ સારી વસ્તુ કહેવાય પણ 'જ્ઞાન' ત્યાં કશું હોતું નથી.

## સિદ્ધિની 'સિમિલી'

સિદ્ધિનો અર્થ તમને સમજાવું, તે તમારી ભાષામાં તમને સમજતા ફાવે એટલા માટે. તમે કયા બજારમાં ધંધો કરો છો ?

**પ્રશ્નકર્તા :** લોખંડ બજારમાં.

**દાદાશ્રી :** હવે એ બધે લોખંડ બજારમાં એટલો બધો આબરુદાર ગણાય છે એ માણસ કે 'ભઈ, નૂર મહંમદ શેઠની તો વાત જ જવા દો, કહેવું પડે એ શેઠને તો !' દરેક વેપારીઓ એમ કહે અને ત્યાં પાંચ લાખ રૂપિયા તમે મૂક્યા હોયને, પછી તમે કહો કે, 'સાહેબ, મહિનાની મુદતથી મેં મૂકેલા છે, તો પાછા મળશે ?' ત્યારે કહે, 'મહિનો પૂરો થાય ત્યારે લઈ જજો.' એટલે મહિનો પૂરો થાય ને બધા પાછાં આપતા હોય. પણ બીજા લોકો પાછા મૂકી જાય ખરાં કે ? કેમ ? તે એટલું તો જાણે છે કે હવે લોકો પૈસા દબાવે છે

છતાં આમને ત્યાં મૂકી જાય છે, એનું શું કારણ ? એણે સિદ્ધિ પ્રાપ્ત કરી છે. હવે પોતે સિદ્ધિ હોવા છતાં પૈસા દબાવી દેતો નથી, સિદ્ધિ વાપરતો નથી, આ સિદ્ધિનો દુરુપયોગ કરતો નથી અને દુરુપયોગ એક ફેરો કરે તો ? સિદ્ધિ વટાઈ ગઈ. પછી કોઈ ધીરે નહીં, બાપો ય ધીરે નહીં. આ બીજી સિદ્ધિઓ ય આના જેવી જ છે. આ દાખલા ઉપરથી 'સિમિલી' મેં આપી.

હવે એ શેઠ બજારમાંથી દસ લાખ રૂપિયા ભેગા કરી અને પછી લઈ આવે. પછી પાછાં ટાઈમ થાય એટલે બધાને આપી દે અને ટાઈમસર આપી દે એટલે કોઈક ફેરો પચ્ચીસ લાખ રૂપિયા જોઈતા હોય તો એમને સિદ્ધિ ખરી કે નહીં ?

**પ્રશ્નકર્તા :** આમાં એ સિદ્ધિ ના કહેવાય. આ તો 'નોર્મલ પાવર'ની વાત થઈ, વ્યવહારની વાત થઈ અને સિદ્ધિ એ તો 'એબ્નોર્મલ પાવર'ની વાત છે.

**દાદાશ્રી :** હા, પણ પેલી સિદ્ધિ એ ય આના જેવું જ છે. માણસે કોઈ 'પાવર' વાપર્યો ના હોયને, તો આ ઉપયોગી થઈ જાય છે. પણ પછી પાવર વાપરે એટલે સિદ્ધિ ખલાસ થઈ જાય ! એટલે એ માણસ હેંડતા-ચાલતા રૂપિયા પચ્ચીસ લાખ ભેગા કરે, આપણે ના સમજીએ કે ઓહોહો, કેટલી સિદ્ધિ ધરાવે છે ! સિદ્ધિ કેટલી છે એની !

## વરે આમ સિદ્ધિઓ

અને એક માણસ રૂપિયા થાપણ મૂકવા ફરે તોય લોક કહે, 'ના, બા, અમે કોઈની લેતાં જ નથી હમણે.' ત્યારે આ ઝઘડાવાળો કેટલો હશે કે કોઈ થાપણ લેવા ય તૈયાર નથી ?! એ શું છે, એ તમને સમજાવું. તમે એમ કહો કે મેં કોઈના પૈસા રાખ્યા નથી, છતાં મારે ત્યાં લોકો થાપણ કેમ મૂકી જતાં નથી ? અને કેટલાંક માણસોને ત્યાં લાખ્ખો રૂપિયા થાપણ મૂકી જાય છે ! આ તો તમને દાખલો આપું છું. તમારી અંદરના જે ભાવ, તમારી શ્રદ્ધા, તમારું વર્તન એ પ્રકારનું છે કે તમારે ત્યાં થાપણ કોઈ મૂકી જશે નહીં અને જેના ભાવમાં નિરંતર આવી આપી દેવાની ઈચ્છા છે, કોઈનું લેતાં પહેલાં આપી દેવાની ઈચ્છા હોય, એવું 'ડીસીઝન' જ હોય અને વર્તનમાં પણ એવું હોય

અને શ્રદ્ધામાં પણ એવું હોય, નિશ્ચયમાં પણ એવું હોય, એને ત્યાં લોકો મૂકી આવે ! કારણ કે એણે સિદ્ધિ પ્રાપ્ત કરી છે. શું સિદ્ધિ પ્રાપ્ત કરી છે ? કે બધાને પૈસા પાછાં આપી દે છે. માગે કે તરત જ પાછાં આપી દે છે અને જે માગે તો યે પાછાં ના આપે, તો સિદ્ધિ એની વટાઈ જાય. જેવી આ પૈસા માટેની સિદ્ધિ છે, એવી આ બીજી બધી જાત જાતની સિદ્ધિઓ ઉત્પન્ન થાય છે.

સિદ્ધિ એટલે પોતાનું એકદમ 'રેગ્યુલર' ખાતું રાખવું અને વધારે સિદ્ધિ તો કઈ હોય ? જે પોતાને બધા જમવાનું આપે ત્યાં ઓછું જમીને પણ લોકોને પોતે જમાડી દે, એને વધારે સિદ્ધિઓ ઉત્પન્ન થાય. આપણે ત્યાં એવા સંતો થયેલા.

અહીં એક માણસ કોઈને ય ગાળ ના ભાંડતો હોય, કોઈને ઠપકો ના આપતો હોય, કોઈને દુઃખ ના દેતો હોય, એનું શીલ એટલું બધું હોય કે એને જોતાંની સાથે જ બધા કૂદાકૂદ કરે. એ ય સિદ્ધિ ઉત્પન્ન થઈ કહેવાય.

પછી કોઈ માણસે અમુક જાતનું નક્કી કર્યું કે મારે અમુક જાતનો ખોરાક લેવો નહીં. એ ખાવાનું બંધ કરી દીધું, તે ટાઈમે એને સિદ્ધિ ઉત્પન્ન થાય. એવું એક માણસ ડુંગળી ના ખાતો હોય ને તેને રસ્તામાં ડુંગળી પડી હોય તો યે ગંધ આવે અને તમારે તો અહીં જોડે પડી હોય તો યે એની ગંધ ના આવે. તમે પોતે ડુંગળી ખાધી હોય તો યે ગંધ ના આવે. એવું સિદ્ધિઓ માટે હોય છે !

## ન હોય આ સિદ્ધિ

**પ્રશ્નકર્તા :** પણ ઘણાં ખરા યોગીઓને ચમત્કાર આવડે છે, જે સામાન્ય રીતે લોકો ના જોઈ શકે, ના સમજી શકે એવી વસ્તુઓ એ લોકો કરી શકે છે. એમને સિદ્ધિઓ હોય છે, કંઈક વિશેષ શક્તિઓ હોય છે, તે શું ?

**દાદાશ્રી :** વિશેષ શક્તિઓ તમે કયા લોકોમાં જોયેલી ? અત્યારે તો ચમત્કાર માટે કોઈએ ઈનામ કાઢ્યું છે ને, ત્યાં એકુંય માણસ ઊભો રહેતો નથી. એટલે વિશેષ શક્તિઓ એકુંયને હોય નહીં. ક્યાંથી લાવે ? ચમત્કાર તે હોતાં હશે ? એક ફક્ત યશનામ કર્મ હોય છે કે ભઈ, આમના નામ પર

બોલે એટલે આમ થઈ જાય. અગર તો હ્રદયનો ચોખ્ખો માણસ હોયને, તો એના બોલ્યા પ્રમાણે બધું થઈ જાય. એવી હ્રદયશુદ્ધિની સિદ્ધિઓ હોય છે.

**પ્રશ્નકર્તા :** પણ યોગવિદ્યાથી અમુક એવી શક્તિઓ પ્રાપ્ત થાય છે ને ? અમુક ચમત્કાર થઈ શકે એવી સિદ્ધિઓ પ્રાપ્ત કરે છે ને ?

**દાદાશ્રી :** સિદ્ધિઓ-કશું પ્રાપ્ત થાય નહીં. એટલે ચમત્કાર થઈ શકે એવી સિદ્ધિઓ જ ના હોય.

**પ્રશ્નકર્તા :** એ યોગી લોકો માથે હાથ મૂકીને શક્તિપાત કરે છે અને પછી એનાથી પેલાને શાંતિ મળે છે, એ પણ સિદ્ધિ કહેવાય ને ?

**દાદાશ્રી :** એવું છે ને, હમણે બેઠું ના થવાતું હોય, બોલાતું ના હોય, પણ પેલી જડીબુટ્ટીઓ ઘસીને પાયને, તો શું થઈ જાય ? ચાલતો-બોલતો થઈ જાય, તેવું આ માનસિક પરમાણુઓનું હોય છે. પણ એમાં ફાયદો શું ? કોઈ એવો માણસ પાક્યો કે જેણે બીજા માણસને મરવા જ ના દીધો ?! તો આપણે જાણીએ કે ચાલો ત્યાં તો આપણે જવું જ પડશે. એના મા-બાપને મરવા ના દીધા હોય, એના ભાઈને મરવા ના દીધો હોય, એવો કોઈ પાક્યો ? તો પછી આમાં શેની સિદ્ધિઓ ?

આ ચોરોને એવી એવી સિદ્ધિઓ હોય છે કે નક્કી કરે કે આજે મારે અમુક જગ્યાએ અમુક ટાઈમે જ ચોરી કરવી છે. તે ટાઈમે 'એક્ઝેક્ટ' થઈ જાય, એ સિદ્ધિ ઓછી કહેવાય ? એમાં એ નિયમ પાળવાના બધા. અને નિયમ પાળવાથી સિદ્ધિ ઉત્પન્ન થાય.

હવે આપણા લોકો સિદ્ધિ કોને કહે છે, તે હું કહું તમને. શીલવાન કોઈ પુરુષ હોય, તે આ પોળમાં અંધારામાં પેસતો હોય ને આખી પોળ સાપથી જ ભરેલી હોય, આમ સાપ જ ચાલ્યા કરતા હોય અને પેલો શીલવાન ઉઘાડે પગે મહીં પોળમાં પેસે. તે ઘડીએ અંધારામાં એને ખબર ના પડે કે મહીં સાપ હતા કે નહીં. શું કારણ હશે કહો ? એની સિદ્ધિ હશે ? આખી પોળમાં એક ઈંચ સાપ વગરની જગ્યા નથી. પણ જો તે ઘડીએ પેલો પેસે તો સાપ હતા, એવું એના રસ્તામાં હોય નહીં. કારણ કે સહેજ જો સાપ એને અડે તો સાપ

દઝાય. એટલે આમ સાપ ઉપરાછાપરી ચઢી જાય. અંધારામાં ય આગળ આગળથી ઉપરાછાપરી ચઢી જાય. એવો તો એનો તાપ લાગે. હવે એવું લોક જો કદી દેખેને, તો શું કહેશે ? કે ઓહોહો, કેવી સિદ્ધિ છે ! આ તો એનું શીલ છે. અજ્ઞાની હોય તોય શીલ ઉત્પન્ન થાય છે પણ સંપૂર્ણ શીલ ઉત્પન્ન ના થાય, અહંકાર ખરોને ?

## સંતોની સિદ્ધિ, સંસારાર્થે

**પ્રશ્નકર્તા :** અમુક સંતો તો વરસાદ પાડતા હતા. તો એ સિદ્ધિ ખરી કે નહીં ?

**દાદાશ્રી :** છતાં આ વરસાદ તો આપણી સરકાર કશુંક 'કેમિકલ' છાંટે છેને, તો યે નથી પડતો ? પડે છે ! અને ખરી સિદ્ધિઓવાળા તો આવું વરસાદ પાડે નહીં. પણ આવી સિદ્ધિ અજ્ઞાનીને ઉત્પન્ન થાય છે, પણ લાલચના માર્યા પછી એને વાપરી નાખે છે. અહીં આગળ, વડોદરામાં વરસાદ નહોતો પડતો. તે કોઈ મહારાજ આવેલા. એ કહે છે, 'હું વરસાદ પાડું.' એટલે આ તો એક બનેલી વાત કહું છું. બનેલી એટલે મેં જાતે જોયેલી નહીં પણ મેં જેની પાસે સાંભળી, તેણે જેની પાસેથી સાંભળી હતી, એ પ્રત્યક્ષ બે-ત્રણ પેઢીથી જોયેલી આવેલી આ વાત છે.

એક સાલ વડોદરામાં દુકાળ પડેલો. તે રાજાને એક જણે જઈને કહ્યું કે, 'એક મહારાજ આવ્યા છે. એ તો આમ વરસાદ પાડે એવાં છે.' ત્યારે રાજા કહે, 'ના બને એવું, કેમ કરીને માણસ વરસાદ પાડી શકે ?' ત્યારે પેલો કહે, 'ના, એ મહારાજ એવાં છે કે વરસાદ પાડે છે !' એટલે પછી નગરના મોટા મોટા શેઠિયા હતા, તે ભેગા થયા અને ગામના પટેલો બધા ભેગા થયા ને આવીને બધા નગરશેઠોને વાત કરી. નગરશેઠો રાજાને કહે છે કે, 'હા, સાહેબ, પેલા મહારાજને બોલાવો. નહીં તો દુકાળમાં તો આ પબ્લિક મરી જશે.' ત્યારે રાજા કહે, 'હા, તો આવવા દો, એ મહારાજને !' એટલે પછી બધા પેલા મહારાજ પાસે પહોંચ્યા. ત્યારે પેલા મહારાજે ય શું કહે છે ? 'ઐસે બારીસ નહીં હો જાયેગા. હમકુ ગાદી પર બીઠાવ.' તે રાજા પોતે બીજે બેઠા અને પેલા મહારાજને ગાદી પર બેસાડ્યા. લાલચ છે ને ! રાજાને ય લાલચ

પેસે ત્યારે શું ? બધું ય સોંપે ! હવે આ મહારાજ એક બાજુ ગાદી પર પેશાબ કરે ને બહાર વરસાદ ધોધમાર પડે. એટલે ઉત્પન્ન થયેલી સિદ્ધિઓને આ લોકો વાપરી નાખે છે ! એટલે આ સિદ્ધિઓ તે બધી અજ્ઞાનીઓની વપરાઈ જવાની. એ કમાય પણ ખરા ને વપરાઈ પણ જાય બિચારાને. 'જ્ઞાની' સિદ્ધિઓ વાપરે નહીં. ભગવાન પણ સિદ્ધિઓ ન વાપરે. નહીં તો મહાવીર ભગવાને એક જ સિદ્ધિ વાપરી હોતને, તો દુનિયા ઊંચીનીચી થઈ જાત.

## તીર્થંકરોની સિદ્ધિઓ, મોક્ષાર્થે

ભગવાન મહાવીરના બે શિષ્યોને ગોશાળાએ તેજોલેશ્યા છોડીને ભસ્મીભૂત કરી નાખ્યા. ત્યારે બીજા શિષ્યોએ ભગવાનને કહ્યું, વિનંતી કરી કે, 'ભગવાન આપ તીર્થંકર ભગવાન થઈને, જો અમારું રક્ષણ ન કરી શકો તો દુનિયા ઉપર પછી રક્ષણ જ કોણ આપશે ?' ત્યારે શું રક્ષણ આપી શકે એવા નહોતા ભગવાન મહાવીર ? આ બધા સિદ્ધિઓવાળા કરતાં એ કંઈ કાચા હતા ? કેવા ભગવાન, તીર્થંકર ભગવાન ! શું જવાબ આપ્યો જાણો છો તમે ? ભગવાન કહે છે, 'હું જીવનદાતા નથી, હું મોક્ષદાતા છું. હું કોઈ મરે, તેને જીવવાનું દાન આપનારો નથી, હું મોક્ષનું દાન આપવા આવ્યો છું !' હવે પેલા લોકોને તો એમ જ લાગેને કે આવાં ગુરુ કરતાં તો બીજા ગુરુ કર્યા હોત તો સારું. પણ મારા જેવાને કેટલો આનંદ થઈ જાય ! ધન્ય ભાગ્ય ગુરુ આ ! કહેવું પડે ! આમના જ શિષ્ય થવાની જરૂર. તે એમનો જ શિષ્ય થયેલો હતો. એ જ મહાવીરનો શિષ્ય થયેલો હતો. કેવા ભગવાન મહાવીર ! ગોશાળાએ છેતર્યા, ઘણા બધાએ એમને છેતર્યા, પણ ભગવાન એકના બે થયા નહીં, સિદ્ધિ વાપરી નહીં !

પછી ગોશાળાએ ભગવાન ઉપર શું કર્યું હતું જાણો છો તમે ? તેજોલેશ્યા છોડી હતી. પેલા બે શિષ્યો ઉપરે ય તેજોલેશ્યા જ છોડી હતી એણે, તે ખલાસ થઈ ગયા એવું ભગવાન પણ ખલાસ થઈ જાત. પણ ભગવાન તો ચરમ શરીરી હોવાથી કંઈ પણ ઘાત ના થાય. ચરમ શરીર તો કાપવાથી કપાય નહીં, પુદ્ગલ પણ એવું સુંદર ! પણ તે છ મહિના સુધી સંડાશમાં નર્યું લોહી તૂટી પડ્યું. છતાં જે પુરુષે સહેજ પણ સિદ્ધિ વાપરી નથી !

## સિદ્ધિ ન વટાવે તે જ્ઞાની

અને 'જ્ઞાની પુરુષ' પણ સિદ્ધિ વાપરે નહીં. અમારો સહજ હાથ અડેને તોય સામાનું કલ્યાણ થઈ જાય. બાકી, 'જ્ઞાની પુરુષ' એમને ઘેરે ય સિદ્ધિ ના વાપરે ને બહારે ય ના વાપરે, શરીર માટે ય ના વાપરે ! શું કરવા ડૉક્ટર પાસે જાય ? આ ડૉક્ટરો તો કહે છે, 'તમારે જ્ઞાની પુરુષને શું કરવા આવવું પડે છે ?' ત્યારે મેં કહ્યું, 'હું પેશન્ટ છું, એટલે આવવું પડે છે.' એટલે દેહ માટે ય કશી સિદ્ધિ વાપરવાની નહીં.

અજ્ઞાની તો સિદ્ધિ જ્યાં ને ત્યાં વાપરી ખાય. જેટલી એની પાસે ભેગી થઈ હોય, તે લોકોએ 'બાપજી, બાપજી' કહ્યું એટલે ત્યાં વપરાઈ જાય. જ્યારે જ્ઞાની પાસે તો, એમનું ભેગું થયેલું હોયને, એમાંથી એક આનો ય સિદ્ધિ વપરાય નહીં.

અને 'જ્ઞાની પુરુષ' તો અજાયબી જ કહેવાય. જગત તો હજુ એમને સમજ્યું જ નથી. એમની સિદ્ધિઓ તો, હાથ અડાડે ને કામ થઈ જાય. આ અહીં જે માણસોમાં બધા ફેરફાર થયા છેને, તેવાં કોઈથી એક માણસમાં ફેરફાર નહીં થયેલા. આ તો તમે જોયું ને ?! શું ફેરફાર થયા છે ? બાકી આ તો બનેલું જ નહીં, પ્રકૃતિ ફરે જ નહીં માણસની ! પણ તેય બન્યું આપણે અહીં ! હવે આ તો મોટા મોટા ચમત્કારો કહેવાય, ગજબના ચમત્કાર કહેવાય. આટલી ઉંમરે આ ભાઈ કહે છે કે, 'મારે તો, મારું ઘર સ્વર્ગ જેવું થઈ ગયું, સ્વર્ગમાં ય આવું ના હોય !'

**પ્રશ્નકર્તા :** એ જ શક્તિ છેને !

**દાદાશ્રી :** ગજબની શક્તિ હોય 'જ્ઞાની પુરુષ'માં તો, હાથ અડાડે ને કામ થઈ જાય ! પણ અમે સિદ્ધિ વાપરીએ નહીં. અમારે તો કોઈ દહાડો ય સિદ્ધિ વાપરવાની હોય નહીં. આ તો સહજ ઉત્પન્ન થયેલી હોય, અમે વાપરીએ તો સિદ્ધિ ખલાસ થઈ જાય !

આ બીજા બધા લોકોને તો સિદ્ધિ પાછી વપરાઈ જાય, કમાયા હોય તે વપરાઈ જાય. તમારે તો વપરાઈ ના જાય ને ?

**પ્રશ્નકર્તા :** ના, નહીં વાપરીએ. પણ એવી સિદ્ધિ ઉત્પન્ન થાય તો સારું.

**દાદાશ્રી :** અરે, સહેજ જો ચઢાવેને તમને, તો તરત જ સિદ્ધિ વાપરી દેવાનાં તમે ! અને અમને ચઢાવો જોઈએ, અમે એકે સિદ્ધિ ન વાપરીએ !

જેમની પાસે આટલી બધી સિદ્ધિઓ હોવા છતાં, એમણે એક ફૂંક મારી હોત તો જગત ઊંધું-છતું થઈ જાય એટલી શક્તિ ધરાવનારા મહાવીર, તે મહાવીર ભગવાને શું કહ્યું ? 'હું જીવનદાતા નથી, હું મોક્ષદાતા છું !' હવે ત્યાં જો આ સિદ્ધિ વટાવી હોત મહાવીરે, તો એમનું તીર્થંકરપણું જાત ! આ શિષ્યોના કહેવાથી ચઢ્યા હોત ભગવાન, તો તીર્થંકરપણું જાત. પણ ભગવાન ચઢે નહીં, વખતે મારા જેવો ચઢી જાય ! જો કે હું યે ચઢું એવો નથી. મેં ચઢીને તો માર ખાધો છે, તેને લીધે આ ચેત્યો છું. એટલે એક ફેરો વાગી ગયું હોય તો ફરી વાગવા દે કે ?

એટલે ભગવાન ચમત્કાર ના કરે ને સિદ્ધિ યે વાપરે નહીં.

## સિદ્ધિ વટાવ્યે, કિંમત કોડીની

એટલે સિદ્ધિ સમજ્યા કે તમે ?

અત્યારે મારે કરોડ-બે કરોડ રૂપિયા ભેગા કરવા હોય તો થઈ શકે ખરા ? મારા બોલતાંની સાથે જ થઈ જાય. લોકો તો આખી મિલકત આપવા તૈયાર છે, એનું શું કારણ ? સિદ્ધિ છે મારી પાસે. એને હું વટાવું તો મારી પાસે રહ્યું શું ત્યારે ? કેટલા પ્રયોગે કરીને આ સિદ્ધિ પ્રાપ્ત થાય છે અને મારે પૈસાની જરૂર નથી. પણ મારી જે બીજી સિદ્ધિઓ છે, આંતરિક સિદ્ધિઓ છે, એ તો જબરજસ્ત સિદ્ધિઓ છે. પણ ભગવાન મહાવીરે સિદ્ધિઓ વટાવેલી નહીં, ભગવાન કાચા નથી પડ્યા. તો હું યે એમનો શિષ્ય છું, મહા પાક્કો શિષ્ય છું. હું ગોશાળા જેવો નથી. બહુ પાકો શિષ્ય, અસલ ! તે એવો પાક્કો કે જગત આખુંય સામું થાય તો ડરું નહીં એવો પાક્કો છું. પછી એથી વધારે શું પુરાવો જોઈએ ? સિદ્ધિ વટાવતો નથી એટલેને ? અને જો સિદ્ધિ વટાવે તો ? કાલે ચાર આનાના થઈ જાય 'દાદા' ! પછી લોક 'જવા દોને, દાદાએ તો અંદરખાને લેવા માંડ્યું છે !' કહેશે. પણ હું 'ગેરંટી' સાથે કહું છું કે અહીં

'સીક્રેસી' જેવી વસ્તુ જ નથી. ચોવીસેય કલાક ગમે ત્યારે તારે જોવું હોય તો આવ, અહીં 'સીક્રેસી' જ નથી જ્યાં આગળ ! અને જ્યાં 'સીક્રેસી' નથી ત્યાં કશું છે જ નહીં અને 'કંઈક છે'વાળા 'સીક્રેટ' હોય છે. એમની રૂમમાં અમુક ટાઈમ સુધી પેસવા ના દે. અહીં તો ગમે તે 'એટ એની ટાઈમ' પેસી શકે છે, રાતે બાર વાગે, એક વાગે ! કોઈ 'સીક્રેસી' જ નથી પછી શું ? 'સીક્રેસી' નથી તેમ કોઈ 'ડીપ્રેશન' જોવામાં ના આવે. ગમે તે 'એટ એની ટાઈમે' કોઈ મિનિટ પણ દાદા 'ડીપ્રેશન'માં હોઈ શકે નહીં. 'એલિવેશન'માં તો રહેતા જ નથી પણ 'ડીપ્રેશને' ય ના હોય ! એ પરમાનંદમાં જ હોય !

એટલે મારે આ સિદ્ધિઓ વાપરવી હોય તો વાર લાગે ખરી ? શેની વાર લાગે ?! જે માગે તે મળે, પણ હું ભિખારો નથી. કારણ કે 'જ્ઞાની પુરુષ' કોને કહેવાય ? સ્ત્રીઓની ભીખ નથી, લક્ષ્મીની ભીખ નથી, સોનાની ભીખ નથી, માનની ભીખ નથી, કીર્તિની ભીખ નથી, કોઈ પણ પ્રકારની ભીખ ના હોય ત્યારે આ પદ પ્રાપ્ત થાય !

## આવે આફત ધર્મ પર, ત્યારે...

બાકી, 'જ્ઞાની પુરુષ' તો દેહધારી પરમાત્મા જ કહેવાય. એટલે એ વાત તો જુદી જ છે ને ?! એ ધારે એટલું કરી શકે, પણ એ કરે નહીં ને, એવી જોખમદારી વહોરે જ નહીં ને ! હા, કંઈ ધર્મ દબાતો હોય, ધર્મ ઉપર આફત આવતી હોય, ધર્મ મુશ્કેલીમાં હોય ત્યારે કરે, નહીં તો ના કરે.

**પ્રશ્નકર્તા :** એટલે લૌકિક ધર્મ ઉપર કંઈક આફત આવે ત્યારે 'જ્ઞાની પુરુષ' સિદ્ધિ વાપરે ?

**દાદાશ્રી :** ના, લૌકિક ધર્મ ઉપર નહીં, ખાલી ધર્મ એટલે જે અલૌકિક વસ્તુ છેને, ત્યાં આફત આવી હોય ત્યારે સિદ્ધિ વાપરે. બાકી, આ લૌકિક ધર્મ તો લોકનો માનેલો ધર્મ, એનાં કોઈ ઠેકાણાં જ ક્યાં છે તે ? આપણા મહાત્માઓ મુશ્કેલીમાં હોય, ત્યારે વાપરવી જ પડે છે ને ! તેય અમે સિદ્ધિ નથી વાપરતા. એ તો ખાલી ઓળખાણથી (દેવ-દેવીઓને) ખબર જ આપીએ છીએ. સિદ્ધિ તો એમ ને એમ વપરાય જ નહીંને !

**પ્રશ્નકર્તા :** સિદ્ધિ ઉત્પન્ન થાય અને વાપરવાની નહીં, તો પછી એનો અર્થ શો ?

**દાદાશ્રી :** જે વાપરે તેની જવાબદારી આવે. એ સિદ્ધિ તો એની મેળે જ વપરાઈ જાય, આપણે વાપરવાની નહીં.

**પ્રશ્નકર્તા :** સિદ્ધિનો જો ઉપયોગ ન થવાનો હોય તો પછી એ સિદ્ધિ કામ શું આવે ?

**દાદાશ્રી :** એવું છે, સિદ્ધિ એટલે સિદ્ધ થવાનાં અંશો ! તે અંશો આપણે સિદ્ધ થતાં પહેલાં જ વટાવી જઈએ તો સિદ્ધ થવાય ખરું ?! બાકી મનુષ્ય જેમ જેમ ઊંચે જાયને, તેમ તેમ સિદ્ધિ ઉત્પન્ન થાય. હવે તે સિદ્ધિનો દુરુપયોગ થાય એટલે સિદ્ધિ ખલાસ થઈ જાય.

## નથી ચમત્કાર જગમાં ક્યાંય ?

એટલે આ તો સિદ્ધિ વાપરે, તેને આપણા લોક ચમત્કાર કહે છે. તો પછી બીજો સિદ્ધિ વાપરે તેય ચમત્કાર કહેવાય. પણ એ ચમત્કાર નથી કહેવાતો. ચમત્કાર તો, બીજો કોઈ ન કરી શકે, એનું નામ ચમત્કાર. બીજો કરે એટલે તેનો અર્થ એટલો જ કે તમે પણ એ 'ડીગ્રી' પર જશો એટલે તમે તમારી સિદ્ધિ વટાવશો, તો તેને પણ એવો જ ચમત્કાર ગણાય અને ના વટાવે તેને ચમત્કાર નહીં ?!

મારી જોટાનો બેઠો હોય તો એ મારા જેવું જ બધું કરે કે ના કરે ? અવશ્ય થાય. એટલે એ ચમત્કાર ગણાતાં નથી. એ તો 'બાય પ્રોડક્ટ' છે સિદ્ધિની ! મારી ઈચ્છા નથી કે આવાં ચમત્કાર કરું, પણ છતાં ય આટલું 'બાય પ્રોડક્ટ' છે, એટલે યશનામ કર્મ છે તેને લઈને આ પ્રાપ્ત થાય છે !

એટલે બીજો કોઈ ન કરી શકે, એનું નામ ચમત્કાર ! આ 'ડેફિનેશન' તમને ગમે તો સ્વીકારજો. ને નહીં તો આ 'ડેફિનેશન' અમારી સ્વતંત્ર છે. કોઈ પુસ્તકની લખેલી કહેતો નથી !

આ ચમત્કારનો અર્થ તમને સમજાયો ને ? કોઈ કહે, 'મેં આ ચમત્કાર

કર્યો' તો તમે શું કહો ? કે 'આ તો બીજો ય કરી શકે, તમારી ડીગ્રી સુધી ચઢેલો માણસ, એમાં તમે શું કર્યું ?!' જે વિદ્યા બીજાને શીખવવામાં આવે અને બીજો કરે તો પછી એને ચમત્કાર ના કહેવાય. ચમત્કાર બીજો માણસ કોઈ કરી શકે નહીં ! એટલે ચમત્કાર ના કહેવાય. એટલે ચમત્કાર કોઈ જગ્યાએ માનશો નહીં. કોઈ ચમત્કારી પુરુષ દુનિયામાં થયો નથી !

## છૂપી છે ત્યાં કંઈક ભીખ

ચમત્કાર તો કરનારો હજુ કોઈ પાક્યો જ નથી દુનિયામાં ! ચમત્કાર તો કોને કહેવાય ? આ સૂર્યનારાયણ અહીં હાથમાં લઈને આવે, તો એને આપણે મોટામાં મોટો ચમત્કાર કહીએ. ત્યારે આ બીજા તો ચમત્કાર ગણાય જ નહીં ! વખતે કોઈ માણસ સૂર્યનારાયણ હાથમાં લઈ આવે, તોય એ ચમત્કાર ના કહેવાય. કારણ કે એને કંઈક ભૂખ છે, ભૂખ્યો છે કશાકનો એ ! અમે તો એને કહીએ કે, શેનો ભિખારી છે, તે એમને ત્યાંથી હલાવ્યા ? એ જ્યાંથી પ્રકાશમાન કરી રહ્યા છે, ત્યાંથી તું શું કરવા હલાવે છે ? ત્યાંથી અહીં લાવવાનું કારણ શું હતું ? તું કોઈ ચીજનો ભિખારી છે. તેથી તું આ લાવ્યો ને ? કંઈક ઇચ્છુક હોય તે લાવેને ? કોઈ પણ ઇચ્છા હશે, વિષયની ઇચ્છા હશે, માનની ઇચ્છા હશે કે લક્ષ્મીની ઇચ્છા હશે. જો તું લક્ષ્મીનો ભિખારી છે, તો તને અમે બધી લક્ષ્મી ભેગી કરીને આપીએ. હવે એમને હલાવીશ નહીં. માટે જા તું એમને પાછો મૂકી દે ! શું જરૂર છે આની ? સૂર્યનારાયણ ત્યાં છે, પણ તે અહીં આગળ દેખાવ કરવા માટે લાવ્યો છે ? સાચો પુરુષ તો કોઈ ચીજને હલાવે નહીં. અવળહવળ કરે એ બધા ભીખ માગનારા ! હા, ભિખારી ને ભીખ માગનારા બધા ભેગા થાયને ત્યારે આવાં ચમત્કાર ને બધા તોફાન ચાલે ! અને તે આ 'મેન્ટલ હોસ્પિટલ'ના લોકો માટે કરવાનું છે ! આપણે એની દાનત ના સમજીએ કે દાનત ખરાબ છે એની ! અને એમાંથી આપણને શું ફાયદો થાય ? આપણી એક ટંકની ભૂખ ના મટે ! અત્યારે દેવલોકોને અહીં બોલાવીને દર્શન કરાવે, તોય આપણને શું ફાયદો ? એ ય વેપારી ને આપણે ય વેપારી ! હા, મોક્ષે જનારા હોય એવાં 'જ્ઞાની પુરુષ' કે તીર્થંકર હોય તો આપણને ફાયદો થાય. જેના દર્શન કરવાથી જ

આપણા ભાવ પ્ર-ભાવને પામે, ભાવ ઊંચા આવે તો કામનું !

એટલે જ્યાં ડાહ્યા માણસ હોયને, જેને 'ફૂલિશનેસ' ખલાસ થઈ ગઈ છેને, એ લોકો ચમત્કારને માને જ નહીં. આ ચમત્કાર તો બુદ્ધુઓને બુદ્ધુ બનાવવાનો માર્ગ છે, ડાહ્યાઓને નહીં !!

એટલે મેં આ બધાંને કહેલું કે ઉપરથી સૂર્યનારાયણ કોઈ લાવીને દેખાડે તો પહેલામાં પહેલું પૂછજો કે 'તું કઈ ચીજનો ભિખારી છે, તે તું અમને કહે એક વાર ?!' હવે આવડું મોટું તો કોઈ કરી શકે એમ નથીને ? તો બીજા તો આ ચમત્કાર કહેવાય જ નહીં !

## ચમત્કાર કે વિજ્ઞાન ?

**પ્રશ્નકર્તા :** તો આ ચમત્કાર જેવી જે વસ્તુ કહે છે તે 'મેસ્મેરીઝમ' છે ? એ વાસ્તવિકમાં છે શું ?

**દાદાશ્રી :** ચમત્કાર એટલે મૂરખ બનાવવાનો ધંધો ! આપણને સમજણ ના પડેને, એને આપણે ચમત્કાર કહીએ ! પણ એ હોય છે શું ? એ વિજ્ઞાન છે. જે વિજ્ઞાન આપણે જાણતા ના હોય, એને ચમત્કારરૂપે દેખાડે અને બીજું, એ નજરબંધી કરે. બાકી, આ ચમત્કાર જેવું હોતું નથી એટલું તમારે નક્કી માનવું. જ્યાં કિંચિત્‌માત્ર ચમત્કાર છે, એને જાદુગરી કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, અમુક લોકો ચમત્કાર તો કરી બતાવે છે ને બધાને અને બધાને ચમત્કાર દેખાય છે ય ખરો ને !

**દાદાશ્રી :** એ તો વિજ્ઞાન ના જાણવાથી ચમત્કાર લાગે છે. આપણે ત્યાં સત્સંગમાં એક મહાત્માને ચમત્કાર આવડે છે. મેં એને કહ્યું, 'તું ચમત્કાર કરે છે, પણ ચમત્કાર તો ખોટી વાત છે,' ત્યારે એણે કહ્યું, 'દાદાજી, એ તો તમે એવું કહી શકો. મારાથી તો એવું ના કહેવાયને !' મેં કહ્યું, 'તું ચમત્કાર કરે છે, એ શું છે, એ મને દેખાડ તો ખરો !' એણે કહ્યું, 'હા, દેખાડું.' પછી એને પ્રયોગ કરવા બેસાડ્યો. એણે દસ પૈસાનો સિક્કો એક ભાઈના હાથમાં આપ્યો અને મુઠ્ઠીમાં બીડી રખાવ્યો. પછી એણે શું કર્યું ? એક દીવાસળી

સળગાવીને દૂર રાખીને આમ આમ, આમ છેટેથી હાથ ફેરવી મંત્ર ભણવા માંડ્યો. થોડીવારમાં પેલો સિક્કો મહીં મુઠ્ઠીમાં ગરમ થવા માંડ્યો. એટલે પછી એણે બીજી દીવાસળી સળગાવી. તે પહેલાં તો સિક્કો એટલો બધો ગરમ થઈ ગયો, તે પેલાએ છોડી દીધો પૈસો, દઝાઈ જાય એવો હતો ! પછી મેં પેલાને કહ્યું, 'બીજા ચમત્કાર કરવા હોય તે કર, પણ તું આ ચમત્કારનો મને ખુલાસો કરી આપ.' ત્યારે એ કહે, 'આમાં એવી ચીજો આવે છે, 'કેમિકલ્સ' કે અમે એ 'કેમિકલ્સ' સિક્કા પર આમ સહેજ ઘસી અને પાછો આપીએ, તે ઘડીએ ઠંડો હીમ જેવો હોય. થોડો ટાઈમ થાય એટલે ગરમ ગરમ થઈ જાય.' એટલે આ 'સાયન્સ' છે, ચમત્કાર નથી ! કાં તો આપણે જે જાણતા નથી તે આ વિજ્ઞાન છે કે બીજું કંઈ એની હાથચાલાકી છે. અને કોઈ એવું કરે ત્યારે આપણે એટલું કહી શકીએ કે 'તમારી ચાલાકીને ધન્ય છે કે મારા જેવાને પણ ગૂંચવાડામાં મૂકી દો છો તમે !' એટલું કહી શકીએ પણ 'તમે ચમત્કાર કરો છો' એવું ના બોલાય !

## તળ્યાં ભજીયાં કાગળની કઢાઈમાં !!!

હું અઠ્ઠાવીસ વર્ષનો હતો ત્યારે અમારા દસેક દોસ્તારો બેઠા હતા, ત્યારે ચમત્કારની વાત નીકળી. તે ઘડીએ તો મારામાં અહંકારી ગુણને એટલે અહંકાર તરત ફૂટી જાય. અહંકાર ફૂટ્યા વગર રહે નહીં. એટલે હું બોલી ઉઠ્યો કે, 'શું ચમત્કાર ચમત્કાર કરો છો ? લે, ચમત્કાર હું કરી આપું.' ત્યારે બધા કહે, 'તમે શું ચમત્કાર કરો છો ?' ત્યારે મેં કહ્યું, 'આ કાગળ છે. એની કઢાઈમાં ભજીયાં તળી આપું, બોલ !' ત્યારે બધા કહે, 'અરે, એવું હોતું હશે ? આ તે કંઈ ગાંડી વાત કરો છો ?' મેં કહ્યું, 'કાગળની કઢાઈ કરી, મહીં તેલ રેડીને, સ્ટવ ઉપર મૂકીને ભજીયાં કરી આપું અને તમને બધાને એક એક ખવડાવું.' ત્યારે બધા કહે, 'અમારી સો રૂપિયાની બીટ.' મેં કહ્યું, 'ના. એ બીટને માટે આ નથી કરવાનું. આપણે ઘોડેસ્વારી નથી કરવાના. સોને બદલે દસ રૂપિયા કાઢજે. તે પછી આપણે ચા-નાસ્તો કરીશું.' અને તે દહાડે તો દસ રૂપિયામાં તો બહુ ભયો ભયો !

અમારે ત્યાં વડોદરે ન્યાય મંદિર છે, તેનો મોટો સેન્ટ્રલ હોલ હતો. ત્યાં

એક જણનું ઓળખાણ હતું. એટલે ત્યાં હોલમાં આ પ્રયોગ કરવાનું રાખ્યું. બહુ માણસ ભેગા થયા ન હતા. દસ અમે ને બીજા પાંચ-પચ્ચીસ માણસ હતા. ત્યાં મેં આ પ્રયોગ કર્યો અને એક સ્ટવ મંગાવ્યો, કાગળની કઢાઈ બનાવી અને ભજીયાંનું ખીરું બનાવ્યું. આમ ભજિયાં તો મને બનાવતાં આવડે. નાનપણમાં ખાવાની ટેવને, એટલે ઘેર કોઈ ના હોય તો આપણે જાતે બનાવીને ખાઈ લઈએ. એટલે આ અહીં આગળ મેં તો તેલ મૂક્યું અને પછી કઢાઈ સ્ટવ ઉપર મૂકતાંની સાથે પહેલું મેં શું કર્યું ? આવું કર્યું. હાથ ઊંચાનીચા કરી જાદુમંતર મારે, એ અભિનય કર્યો. એટલે પેલાં બધા એમ સમજ્યા કે આ કંઈક મંત્ર માર્યો ! કારણ કે એવું ના કરું તો એ લોક ભડકે. એટલે હિંમત રહે માટે કર્યું. નહીં તો એમના ભડકાટની અસર મારી પર પડે, 'સાયકોલોજી' પડે ને ? કે હમણાં બળી જશે ! પેલો મંત્ર માર્યોને એટલે લોકો ઉત્કંઠાથી જોયા જ કરતાં હતાં કે કંઈક મંત્ર માર્યો હશે ! પછી મેં કઢાઈ સ્ટવ પર મૂકી. પણ કંઈ સળગ્યું નહીં એટલે એ જાણે કે મેં મંત્ર ચોક્કસ માર્યો ! તેલ ઊકળ્યું પછી એક એક ભજીયું મહીં મૂક્યું. ભજીયું તો મહીં કૂદાકૂદ કરવા માંડ્યું ! પછી દસ-બાર ભજીયાં કાઢ્યા ને બધાને એક એક ખવડાવ્યું. જરાક કદાચ કાચું રહ્યું હશે. કારણ કે આ મોટું થાય નહીં ને ! વાસણ નાનું ને ! આ તો ફક્ત એટલું એમને સમજાવવા માટે કરવાનું કે આ બની શકે છે. પછી બધા મને કહે છે કે, 'તમે તો ચમત્કાર જાણો છો, નહીં તો આ તે કંઈ થાય ?' મેં કહ્યું, 'આ તને શીખવાડું એટલે તું ય કરી શકે. જે બીજાને આવડે, એને ચમત્કાર કહી શકાય નહીં.'

હું તમને એક ફેરો કાગળની કઢાઈમાં ભજીયાં કરી બતાવું એટલે તમે બીજે દહાડે પછી કરી શકો. તમને શ્રદ્ધા બેસી જવી જોઈએ કે આ મંત્ર માર્યા વગર થાય છે. એટલે તમારાથી થઈ શકે !

એટલે કોઈ પણ માણસ એવો નથી કે જેને ચમત્કાર આવડે. આ તો બધું વિજ્ઞાન છે. વિજ્ઞાનનો સ્વભાવ છે, જે કાગળમાં તેલ મૂકો તો કેવી સ્થિતિમાં કાગળ બળી જાય છે ને કેવી સ્થિતિમાં કાગળ નથી બળતો, એ વિજ્ઞાન જાણે છે. નીચે સ્ટવ સળગે, ઉપર તેલ છે પણ કઈ સ્થિતિમાં કાગળ નથી બળતો ! આ તો મેં જાતે અનુભવ કર્યો.

**પ્રશ્નકર્તા :** કાગળ બળ્યો નહીં, એ કેવી રીતે ?

**દાદાશ્રી :** એની રીત નથી, એ તો કાગળનો સ્વભાવ જ એવો છે કે જો નીચે સહેજ પણ તેલ ચોંટેલું હોત ને, તો ભડકો થાત.

**પ્રશ્નકર્તા :** પણ કાગળ તો તેલ પીએને ?

**દાદાશ્રી :** હા, તેલ પીએ. અંદર તેલ પીધેલો દેખાય આપણને. એનો ડાઘ દેખાય. પણ તેલ ફૂટેલું ના દેખાય. અજાયબી છે આ એક ! અને એ કાગળનો વૈજ્ઞાનિક સ્વભાવ છે આ ! પણ બુદ્ધિ તો એમ જ કહેને કે કાગળને અગ્નિ બાળી મૂકે અને તેલવાળું એટલે વહેલું બળી જાય. પણ ના, કાગળની નીચે તેલ ફૂટેલું હોત તો બળી જાત. એટલે વિજ્ઞાનની કેટલીક વાતો જાણવી જોઈએ. આ તો એમની મતિ પહોંચતી નથી એટલે આને ચમત્કાર તરીકે લોકો 'એક્સેપ્ટ' પણ કરે છે ! મતિ પહોંચતી હોય, તેને બીજા વિચારે ય આવે! આ મોટા મોટા અરીસા મૂકે છે તે ફડાક દઈને ફૂટે છે ! તેને બધા ચમત્કાર કર્યો એમ કહે. પણ આ તો બધી ઔષધિઓ છે વિજ્ઞાનની !

એટલે કોઈ દેહધારી માણસ ચમત્કાર કરી શકે નહીં. અને કાં તો આપણે એ વિજ્ઞાનનાં જાણકાર ના હોઈએ તો એ વિજ્ઞાની માણસ આપણને મૂરખ બનાવે કે 'આ જો હું કરું છું.' તે આપણને એમ લાગે કે આ ચમત્કાર કર્યો અને વિજ્ઞાન જાણ્યા પછી એ ચમત્કાર બે બદામનો !

## ભગવાને પણ ભોગવ્યાં કર્મ

એટલે આ બધું ફસામણ છે. અને બધાનું માનવું પણ તે 'સાયન્સ' કબૂલ કરે એવું હોય તો માનવું. આમ ગપ્પા ના હોવાં જોઈએ. આ ઠોકાઠોક ના હોવું જોઈએ. કારણ કે કૃષ્ણ ભગવાનને તમે જાણો છો ? આ કૃષ્ણ ભગવાન આમ પગ ઉપર પગ ચઢાવીને સૂઈ ગયા હતા અને પેલાને એમ લાગ્યું કે હરણું છે આ. તે બિચારાએ તીર માર્યું. અને તીર વાગ્યું ને મરી ગયાં, એ વાત જાણો છો ? ત્યારે એ તો નારાયણ સ્વરૂપ હતા. એ જાણો છો તમે ? તમને એમની કિંમત નથી, એટલી કિંમત અમને હોય. કારણ કે નારાયણ સ્વરૂપ એટલે નરનો નારાયણ થયેલો પુરુષ ! કોણ એ પુરુષ !

શલાકા પુરુષ, વાસુદેવ નારાયણ ! તો વાસુદેવ નારાયણની આબરૂ લે એવું આ જગત, તો આ બીજા લોકો શું હિસાબમાં ? તો બીજા લોકો તો અમથા રોફ જ મારે છે ને ! તમને સમજાય છે ને?

## દ્રૌપદીના ચીરનો ચમત્કાર (?)

**પ્રશ્નકર્તા :** છતાં કૃષ્ણ ભગવાને દ્રૌપદીને ચીર પૂર્યા હતા અદ્ધર રહીને, એવું કહે છે ને ?

**દાદાશ્રી :** અરે, આ ગાંડી વાતો, દ્રૌપદીના ચીર ખેંચ્યા અને કૃષ્ણ ભગવાને પૂર્યા (!) અને આપણા લોકો માને ય ખરાં. અલ્યા, પણ કઈ મિલના ચીર હતા ?

**પ્રશ્નકર્તા :** પણ એક વસ્તુ છે ને, કે આવી વસ્તુઓનાં કારણે પ્રજાની અંદર ધાર્મિક ભાવના જળવાઈ રહે છે ને ?

**દાદાશ્રી :** ધર્મની ભાવના જળવાઈ રહેને, તે કેટલાંય વર્ષ જળવાઈ રહી અને પછી 'રીએક્શન' આવ્યું. આવું હોતું હશે ?! ઊલટાં ધર્મથી પર થયાં આ લોકો ! એટલે વૈજ્ઞાનિક, સાચી રીત જ હોવી જોઈએ કે જેથી કરીને ભાવના ભલે મોડી પેસે પણ કાયમને માટે ટકે. પેલું પોલું તો ના ચાલે. નહીં તો એ પોલ કેટલાં વર્ષ ચાલે ?! છતાં આપણા હિન્દુસ્તાનમાં આ બધું એવું જ કરેલું છે. આમ ઠોકાઠોક કરીને પોલ ચલાવ્યા. 'આવું પોલ શેને માટે મારો છો ? તમારે શું જોઈએ છે, તે આ પોલ મારો છો ? કશાકના ભિખારી છો !' એવું કહીએ આપણે.

અને આપણે 'અહીં' તો કેવું છે ? બિલકુલ પોલ નહીં ને ! એટલે આવું ચોખ્ખું થશે તો જ હિન્દુસ્તાનનો શક્કરવાર વળશે !

## ચમત્કારને નમસ્કાર કરે તે...

એ તો અમને એક જણ વડોદરામાં કહેવા માંડ્યો. કહે છે, 'દાદા, કંઈ ચમત્કાર કરોને. તે આખી દુનિયા બધી અહીં આવે.' પણ મેં કહ્યું, 'આ દુનિયાના મનુષ્યો તો ચમત્કાર કરીએ એટલે નમસ્કાર કરવા આવે. પણ

ગાયો, ભેંસો, ઘેટાં, કૂતરા કયાં ચમત્કારને નમસ્કાર કરે છે ? તે મનુષ્યો એકલાં જ અહીં આવશે. અને જે ચમત્કારને પગે લાગે છે એ તો ગાયો-ભેંસો કરતાં ય ગયેલા છે ! નહીં તો આ આમાં અમે એક જ સાધના કરીએને, તો આ ટેબલ આમ ને આમ જ કૂદયા કરે. પણ તે તો બધા જ લોક ભેગા થઈ જાય, પછી શું જવાબ આપીએ આપણે ?! અને ટોળાને શું કરવાનાં ? આમાંથી વીણી, વીણી, વીણીને મોતી, સાચા હીરા કાઢી લેવાનાં છે ! આ બીજો કચરો બધો શું કરવાનો ? નહીં તો આ ટેબલ તો ચારે પગે કૂદે, એમ ને એમ, કશું યંત્ર રાખ્યા સિવાય કૂદી શકે એમ છે, એ 'સાયન્સ' છે. તેમાં આજનાં 'સાયન્ટિસ્ટો' ના સમજે કે શું 'સાયન્સ' છે આ !! આ 'રિયલ સાયન્સ' છે. ને પેલા લોકોનું તો 'રિલેટિવ સાયન્સ' છે. હવે એ એમને શું સમજાય બિચારાને ?

એટલે આવો ચમત્કાર કરીએ તો ટોળા ભેગાં થાય. પણ આ ગાયો-ભેંસો તો આવશે જ નહીં. તું લાખ ચમત્કાર કરે તો યે એ તને ગાંઠે એવાં નથી. ફક્ત આ ગાયો-ભેંસો અને સાચા મનુષ્યો એ બેની વચ્ચેનો જે 'ફુલિશ' માલ છે એટલો જ આવશે ! પેલી ગાયો-ભેંસો 'ફૂલિશ' નથી અને આ જે સજ્જન પુરુષો, અમુક માણસો તેય 'ફૂલિશ' નથી અને આ જે વચલો માલ છે, તે આવશે અને એ 'ફુલિશ' માલ તો ઘેટાં કરતાં ય ગયેલો માલ છે ! અને ચમત્કારીને નમસ્કાર કરે છે, કઈ જાતનો પાક્યો છે તે ?

એટલે 'દાદા' ચમત્કાર કરે છે એવું લોક સાંભળેને તો બધો ઊંધો માલ પેસી જાય, ખોટો માલ બધોય અહીં આવે ! આ ચમત્કાર જોવા જે બુદ્ધિશાળી વર્ગ છે ને, તે તો અહીં આવે જ નહીં. બધો કયો વર્ગ આવે ? 'ક્રૂડ ફોર્મ'ના બધા માણસો આવે ! ચમત્કારને સાચો માણસ જોવા જ ના માગે. બુદ્ધિશાળી વર્ગ તો ચમત્કારની વાત સાંભળેને, તો ત્યાંથી ભાગી જાય. બુદ્ધિશાળીને ચમત્કાર પોષાય જ નહીં. ચમત્કાર તો જાદુ છે, મૂરખ બનાવવાના ધંધા છે આવાં ! હિન્દુસ્તાનમાં ચમત્કાર જેટલાં થાય છેને, એ બધાં મૂરખ બનાવવાનાં ધંધા છે.

## ચમત્કાર એટલે અંધશ્રદ્ધા

**પ્રશ્નકર્તા :** સત્પુરુષો ચમત્કાર કરે ખરાં કે ?

**દાદાશ્રી :** સત્પુરુષો ચમત્કાર કરે નહીં ને ચમત્કાર કરે તો એ સત્પુરુષો નહીં. એ પછી જાદુગર કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ મુક્તિ સાધનામાં સફળતા મેળવનાર ચમત્કાર તો સર્જી શકે ને ?

**દાદાશ્રી :** એનાં ચમત્કાર આવાં ના હોય, એમાં આવાં ઘડિયાળો કાઢવાનાં કે એવાં તેવાં ચમત્કાર ના હોય. એમાં તો જગતમાં ના જોયો હોય એવો આપણને ફેરફાર લાગે. પણ તોય એને ચમત્કાર ના ગણાય. આ ચમત્કારો તો જાદુઈ કહેવાય છે !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એક સંતે આંબાનું પાન લઈને ચમત્કાર સર્જેલા. એવાં બે અનુભવ મેં પોતે જોયેલા છે જાતે !

**દાદાશ્રી :** હા. પણ પેલું જે પાંદડું મંગાવ્યું, તે શાનું પાંદડું મંગાવ્યું ? આંબાનું ને ? હવે એને બદલે આપણે કહીએ કે, 'ભઈ, આ મહુડાનું પાન છે, તે લે ?' ત્યારે એ કહે, 'ના, આ નહીં ચાલે. મને આંબાના પાન આપો !' એટલે આપણે જો કહીએ કે આ મહુડાના પાન લઈને એવો ચમત્કાર તું કરી આપ તો એ નહીં થાય. એટલે આ બધા 'એવિડન્સ' છે. આ 'સ્ટીલ' તો એવું છે કે લાખ ચમત્કાર કરે તો યે વળે નહીં !

**પ્રશ્નકર્તા :** તો આ બધું કાઢે છે, રાખોડી ને ઘડિયાળ ને કંકુને ચોખા, એ જાદુગરી છે કે ચમત્કાર છે ?

**દાદાશ્રી :** જાદુગરી, હાથચાલાકી ! આપણને સમજણ ના પડે એટલે આપણને મનમાં એમ થાય કે ચમત્કાર કર્યો. પણ ચમત્કાર થાય શી રીતે તે ? એને સંડાસ જવાની શક્તિ નથી, એ શી રીતે ચમત્કાર કરવાનો ?! ગમે એવો હોય પણ સંડાસ જવાની શક્તિ હોય તો મને કહે કે મારી શક્તિ છે ને ના હોય તો ચમત્કાર શી રીતે કરવાનો તું ?

**પ્રશ્નકર્તા :** તો પછી ચમત્કારનું જીવનમાં કેટલું સ્થાન ? ચમત્કાર અંધશ્રદ્ધા તરફ લઈ જાય ખરો ?

**દાદાશ્રી :** આ બધી અંધશ્રદ્ધા એ જ ચમત્કાર. એટલે ચમત્કાર કરે છેને, એ કહેનારો જ અંધશ્રદ્ધાળુ છે. પોતાની જાતને મૂરખ બનાવે છે તોય નથી સમજતો ! હું તો એટલું તમને શીખવાડું કે આપણે ચમત્કાર કરનારાને પૂછવું કે, 'સાહેબ, કોઈ દહાડો સંડાસ જાવ છો ?' ત્યારે એ કહે, 'હા.' તો આપણે એમને પૂછીએ, 'તો એ આપ બંધ કરી શકો છો ? અગર તો એની તમારા હાથમાં સત્તા છે ?' ત્યારે કહે, 'ના.' 'તો પછી સંડાસ જવાની તમારામાં શક્તિ નથી, તો શું કરવા આ બધા લોકોને મૂરખ બનાવો છો ?' કહીએ.

એટલે ચમત્કારનું જીવનમાં સ્થાન નથી ! આ ચમત્કાર કરવાની માણસમાં શક્તિ કેમ હોઈ શકે ? ભગવાનમાં એ શક્તિ નહોતી. કૃષ્ણ ભગવાન જેવા મોટા માણસ ચમત્કાર માટે કશું બોલ્યા નથી અને આ ટીનપાટિયાં વગર કામનાં બોલ્યા કરે છે ! ત્રણ પૈસાના ટીનપાટિયાં ! આ વધારે પડતું બોલવાનું કારણ શું છે કે આ લોકોએ હિન્દુસ્તાન ઉપર બહુ અત્યાચાર કર્યો છે ! આ ન હોવું જોઈએ. જો કે મને એનાં તરફ ચીઢ નથી, કોઈ માણસ પ્રત્યે મને ચીઢ નથી. માણસ તો જે કરે, તે કર્માધીન છે. પણ તમે એને સત્ય મનાવો છો ? આવું કરાવો છો ? શું લાભ ઉઠાવવો છે તમારે ? લાભ ઉઠાવવા માટે જ હોયને આવું ? જેને લાભ ઉઠાવવો ના હોય, તે કહે કશું ? અને તેમ છતાં પેલા સિલોનવાળા વૈજ્ઞાનિકે કહ્યું કે 'ચમત્કાર સાબિત કરી આપો, તો તેને હું લાખ રૂપિયાનું ઈનામ આપીશ.' ત્યારે કેમ કોઈ લાખ રૂપિયા લેવા ગયા નહીં ? ત્યારે આ બધા ક્યાં ગયાં હતા ? કારણ કે પૂછનાર હોયને પેલા, લાખ રૂપિયા આપનાર કોઈ જેવો તેવો હોય ? આમ પૂછે, તેમ પૂછે, એનાં સાંધા તોડી નાખે, તે ઘડીએ બધાય ભાગી ગયા.

મોટા મોટા 'જજો' ત્યાં બેઠા હોય, તો તે તરત જ પકડી પાડે કે એ ચમત્કાર અહીં નહીં ચાલે. આ લોકોએ ચમત્કારનું ખોટું ઠસાવી દીધું છે પણ આપણા લોકો ય લાલચુ છે ! તેથી જ આ બધી ભાંજગડને ! ફોરેનમાં ય ચમત્કાર ચાલે. એ ય થોડા થોડા લાલચુ. આ તો 'મારો બાબો છે ને, એને બાબો નથી' કરે. અલ્યા, તારો તો બાબો છે ને ? આ લંગર ક્યાં સુધી ચાલશે ? એ તો દૂધિયાંની પાછળ બીજા દૂધિયાં બેસ્યા જ કરે. કંઈ એક જ દૂધિયું બેસવાનું છે ? વેલો ચાલ્યો એટલાં દૂધિયાં બેસ બેસ કરશે. બસ, આ એક

જ લાલચ, 'મારા બાબાને ઘેર બાબો નથી.'

બાકી, ચમત્કાર જેવી વસ્તુ નથી અને તું ચમત્કાર કરનારો હોય તો એવો ચમત્કાર કરને કે ભાઈ, આ દેશને અનાજ બહારથી ના લાવવું પડે. એટલું કરને તોય બહુ થઈ ગયું. એવો ચમત્કાર કર. આ અમથો રાખોડી કાઢે છે ને ઘડિયાળ કાઢે છે, તે લોકોને મૂરખ બનાવે છે ! બીજા ચમત્કાર કેમ નથી કરતો ? એનાં એ જ ઘડિયાળ ને એની એ જ રાખોડી ! અને કંઈક કાઢી આપ્યું, ફલાણું કાઢી આપ્યું, ઘડિયાળ કાઢી આપ્યું તો આપણે કહીએ ને કે ભઈ, અહીં ઘડિયાળ બનાવ્યા જ કરને બધા, તો આ કારખાનાં બધાં આપણે ના કરવા પડે અને ફોરેનનું લાવવું ના પડે.

**પ્રશ્નકર્તા :** આ બધા લોકો જે ઘડિયાળ કાઢે છે ને ચમત્કાર કરે છે, આ ચમત્કાર કરીને એ પુરવાર શું કરવા માગે છે ?

**દાદાશ્રી :** ચમત્કાર કરીને એમની પોતાની મહત્તા વધારે છે. મહત્તા વધારીને આ ગાડરિયા પ્રવાહ પાસેથી પોતાનો લાભ ઉઠાવે છે બધો. પાંચ ઇન્દ્રિયના વિષય સંબંધી બધો લાભ ઉઠાવે છે અને કષાય સંબંધી યે લાભ ઉઠાવે છે, બધી યે પ્રકારનો લાભ ઉઠાવવો છે. એટલે આપણે ચમત્કાર વસ્તુને જ ઉડાડી દેવા માગીએ છીએ કે ભઈ, આવા ચમત્કારમાં સપડાશો નહીં. પણ ગાડરિયો પ્રવાહ તો સપડાવાનો જ છે, લાલચુ છે એટલે. અને કોઈ પણ માણસ જો લાલચુ હોય તો એને બુદ્ધિશાળી કહેવાય જ નહીં. બુદ્ધિશાળીને લાલચ હોય નહીં અને લાલચ હોય તો બુદ્ધિ છે નહીં !

## એ પ્રગટાવે ધર્મભાવના

અને કેટલાંય સંતો કહે છે, 'એ ય આમ થઈ ગયું, નિરંતર રાખોડી પડ્યા કરે છે.' અલ્યા, મારે રાખોડી સાથે કામ શું છે ? મને શ્રદ્ધા બેસે એવું બોલ કંઈક. આમ રાખોડીવાળી શ્રદ્ધા કેટલા દહાડા રહે ? તું એવું કંઈક બોલ કે હું ખસું નહીં તારી પાસેથી ! પણ બોલવાની શક્તિ ના રહી ત્યારે રાખોડી પાડવી પડી !

ચમત્કાર કરીને રાખોડી કાઢે છે ને ફલાણું કાઢે છે. હવે એ જે કરે

છે ને, તે એમની સાધના છે એક જાતની ! અને એથી ધર્મને રસ્તે વાળે છે લોકોને. એટલે મેં કહ્યું હતું લોકોને કે, 'ભઈ, એ સારું છે. એવું હોય તો એને તોડી ના પાડશો. કારણ કે જે લોકો ધર્મ જેવી વસ્તુ જ સમજતા નથી, તે લોકોને રસ્તે ચઢાવે છે, ધર્મ ઉપર પ્રેરણા કરે છે ને 'ફીટ' કરી આપે છે, એ સારું છે !' એટલે ત્યાં જનારા પાછાં મને ભેગા થઈ જાય છે. મને મળી જાય છે, ત્યારે મેં કહ્યું, ત્યાં આગળ જાવ. કારણ કે એ તમને રસ્તે ચઢાવી આપશે. એમનામાં એટલી શક્તિ છે કે એ તમારી શ્રદ્ધા જીતી લે છે. એ એવું નથી કહેતા કે તમે મારા પર શ્રદ્ધા રાખો. એ તો હમણે ઘડિયાળ દેખાડી અને તરત રાગે પાડી દે. પણ તે 'લો સ્ટાન્ડર્ડ' માટે છે, 'હાયર સ્ટાન્ડર્ડ'ના માણસો માટે એ નથી. 'હાયર સ્ટાન્ડર્ડ'વાળાને તો બુદ્ધિ કસાયેલી હોય, માટે ત્યાં જશો નહીં. બુદ્ધિ કસાયેલી ના હોય, તે ત્યાં આગળ જજો. એટલે દરેક જાતના માણસો હોય. 'સ્ટાન્ડર્ડ' તો દરેક જાતનાં હોય ને ? તમને કેવું લાગે છે ?

તે અમુક 'સ્ટાન્ડર્ડ'વાળાને ત્યાં જવાની છૂટ આપું છું. એ સંત સિવાય બીજે બધે જવાની ના કહી દઉં છું. બીજે બધે જશો નહીં નકામા. બીજે તો બધું લઈ બેઠેલા છે બધા. એ ય લઈ બેઠેલા છે. પણ તોય એ સારું છે. એ રસ્તે ચઢાવે છે ને ! પછી મેં જોયું છે કે એમના ભક્તોને સરસ રાગે પાડેલા છે. આટલું સરસ રાગે પાડેલા માણસોને વિભ્રમ કરીએ તો મૂરખ કહેવાઈએ. એ લોકો રસ્તે ચઢી ગયેલા છે, પોતાની ભક્તિથી પણ સ્થિર રહી શકે છે. ગમે તેવી ભક્તિ છે પણ સ્થિર રહી શકે છે, તેને ડુબાવવા ના જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ ભક્તો બીજા જન્મમાં જ્ઞાની થવાનાં ખરાં કે ?

**દાદાશ્રી :** હજુ તો કંઈક અવતાર થશે, ત્યાં સુધી આવું ને આવું જ ચાલ્યા કરશે. ત્યાર પછી બુદ્ધિ કસાયેલા વિભાગમાં આવે અને બુદ્ધિ કસાયેલા વિભાગમાં તો કંઈક અવતાર થાય, ત્યારે એનું ધીમે ધીમે રાગે પડે !

અમે અમેરિકા ગયા ત્યારે એક જણ મને કહેતો હતો કે, 'મારે આત્મજ્ઞાન જાણવું છે !' મેં કહ્યું, 'અત્યારે તમે શું કરો છો ?' ત્યારે પેલો કહે, 'આ સંતનું કરું છું.' મેં કહ્યું, 'એ તમને શું હેલ્પ કરે છે ?' ત્યારે એણે કહ્યું, 'અમે આંખ મીંચીએ ને એ દેખાયા કરે છે.' મેં એને કહ્યું, 'તને ત્યાં

સ્થિરતા રહે છે, તો અહીં મારે ત્યાં આવવાનું તારે શું કામ છે ? મારે ત્યાં તો, તમારે સ્થિરતા ના રહેતી હોય તો અહીં આવો.' જેને કોઈ પણ જગ્યાએ સ્થિરતા રહે છે, એને વગર કામની સ્થિરતા છોડાવીને અહીં પેસાડું તો પેલી ડાળેય તું છોડી દઉં ને આ ડાળેય તું છોડી દઉં, તો તારી શી દશા થાય ? આપણા કહેવાથી પેલી ડાળ છોડી દે અને આ ડાળ એને પકડાય નહીં, તો ? બગડી જાયને ખાતું ?! જે એક જગ્યાએ રંગાયેલો હોય, તેને હું અહીં આવવાની ના પાડું, પણ જેને કોઈ પણ વસ્તુનો સંતોષ જ નથી થતો, તેને કહી દઉં કે, 'ભાઈ, આવજે બા !' સંતોષ ન થતો હોય તેને ! કારણ કે 'ક્વૉન્ટિટી' માટે નથી આ માર્ગ, 'ક્વૉલિટી' માટે છે. 'ક્વૉન્ટિટી' એટલે અહીં લાખો માણસો ભેગા કરવા નથી મારે. અહીં શું કરવાના, લાખો ભેગા કરીને ? બેસવાની જગ્યા ના મળે અને આ તમારા જેવાને, આ બધાને કોણ બેસવા દે અહીં ? અહીં તો 'ક્વૉલિટી'ની જરૂર છે, 'ક્વૉન્ટિટી'ની જરૂર નહીં. તોય અહીં ધીમે ધીમે પચાસ હજાર માણસ થઈ ગયું છે અને પેલું જો 'ક્વૉન્ટિટી' ખોળવા ગયા હોત તો પાંચ લાખ ભેગા થાત ! પછી આપણે શું કરીએ ? ક્યાં બેસાડીએ બધાને ? અહીં કંઈ બેસવાનું સ્થળ નથી. આ જેને ત્યાં હોઈએ, તે સ્થળ. કોઈના મેડા પર જઈએ છીએને ? કારણ કે આપણે તો શું કહીએ છીએ કે, 'જે સુખ હું પામ્યો એ સુખ તું પામ અને સંસારમાંથી છૂટકારો મેળવ.' બસ, આપણે ત્યાં બીજો માર્ગ નથી.

એટલે એકાદ ધર્મ એવો હોય કે કેટલાંક માણસોને કુસંગ માર્ગેથી બીવડાવી કરીને વાળીને એ લોકોને સત્સંગમાં ધકેલે છે, એ ચમત્કારો સારા છે. જે લોકો કુસંગીઓને ધર્મમાં લાવવા માટે ભગવાનના નામ પર બીવડાવે તો આપણે એને 'એક્સેપ્ટ' કરીએ કે એમને કંઈ બીવડાવીને પણ ધર્મમાં લાવે છે. એનો વાંધો નથી, એ સારું છે. એમની દાનત ખોટી નથી. કુસંગ એટલે ગાળો દેતો હોય, પત્તાં રમતો હોય, ચોરીઓ કરતો હોય, બદમાશી કરતો હોય, એને ભડકાવીને સત્સંગમાં ઘાલે એનો વાંધો નથી. જેમ છોકરાઓને આપણે બીવડાવીને ઠેકાણે નથી રાખતા ? પણ એ બાળમંદિરનો માર્ગ કાઢે તો એ વાત જુદી છે. પણ બીજા જે ચમત્કારથી નમસ્કાર કરાવવા માગે છે, એ બધું 'યુઝલેસ' વાત છે. ના શોભે એવું મનુષ્યને ! બાકી, વીતરાગ 'સાયન્સ' તો આવું કંઈ કરે નહીં.

## દેવોનાં ચમત્કાર સાચાં

**પ્રશ્નકર્તા :** કેટલાંક પાસે ભભૂતીઓ આવે છે ને ?

**દાદાશ્રી :** એ ભભૂતીવાળાને હું એમ કહી દઉં કે, 'મારે ભભૂતી નહીં, પણ તું આપણે સ્પેનનું કેસર કાઢ. મારે બહુ ના જોઈએ, એક તોલો જ કાઢને. બહુ થઈ ગયું.' આ તો બધા મૂરખ બનાવે છે.

હવે આમાં, આ અનુસંધાનમાં બીજી એક બાબત છે, જેથી કરીને આપણે બધું ખોટું ના કહેવું. કારણ કે એવાં દેવલોકો છે કે એ ભભૂતી નાખે ખરાં. એમને ત્યાં ક્યાંથી ભભૂતી હોય ? પણ એ તો અહીંથી ઉઠાવીને અહીં બીજે નાખે અને એમને વૈક્રિયિક શરીર હોય. આપણને એની ખબરે ય ના પડે. તે ચમત્કાર એ દેવલોકો ય કરે છે. એટલે આમાં કોઈએ એ દેવ સાધ્ય કર્યા હોય, એનાથી આવું થાય. છતાં એ ચમત્કાર નથી. એ કોઈની મદદ લીધેલી છે, બસ ! ચમત્કાર તો પોતે જાતે સ્વતંત્ર રીતે કરતો હોય. હવે આ હું કહું છું, એ રીતે તો એક જ ટકો કરતા હોય, બીજું બધું 'એક્ઝાકરેશન' (અતિશયોક્તિ) છે. નવ્વાણું ટકા તો બધા ખોટાં 'એક્ઝાકરેશન' છે, સાવ !

આપણા હિન્દુસ્તાનમાં કેટલાક સંતો છે, તેમને ભભૂતિ આવે છે. પણ એ દેવલોકોનું છે, એમાં બનાવટ નથી હોતી. પણ એમાં ચમત્કાર જેવું નથી.

## એ ન હોય મારો ચમત્કાર

એક ફેરો પાલીતાણામાં ભગવાનનાં દેરાસરમાં ત્રિમંત્રો જોશથી બોલાવડાવ્યા. ત્રિમંત્રો જાતે હું બોલ્યો અને પછી ચોખા ને બધું પડ્યું. ત્યારે લોક કહે છે, 'એઈ..... ચમત્કાર થયો.' મેં કહ્યું, 'ન્હોય આ ચમત્કાર. આની પાછળ કરામતો છે.'

**પ્રશ્નકર્તા :** કોની કરામતો છે ?

**દાદાશ્રી :** દેવલોકોય થોડું આમાં ધ્યાન રાખે છે. લોકોનાં મન ધર્મથી છેટા જાય છેને, તે દેવલોકો આવું કરીને પણ એને આમ વાળે છે, શ્રદ્ધા બેસાડી

દે છે. હવે એવું એક જ ફેરો હોય છે અને જે સો વખત બને છે, તેમાં નવ્વાણું વખત તો 'એક્ઝાકરેશન' છે આ લોકોનાં. પણ એમનો ય ઈરાદો ખોટો નથી. એટલે આપણે એમને ગુનેગાર નથી ગણતા. એમાં શું ઈરાદો ખરાબ છે ? લોકોને આ બાજુ વાળે તે સારું જ ને !

હવે ચોખા પડ્યા તે ઘડીએ એક માણસની ઉપર ચોખા ના પડ્યા. એટલે એ મને કહે છે કે, 'આજ સવારે તમારું કહેલું મેં માન્યું નહીં, તેનું આ ફળ મને મળ્યું.' હવે આ યે ખોટું હતું ને પેલો ચમત્કાર કર્યો એ ય ખોટું હતું. મેં એવું કર્યું નહોતું.

**પ્રશ્નકર્તા :** દેરાસરમાં દાદા ત્રિમંત્ર બોલ્યા ત્યારે જ ચોખા પડ્યા એમ કેમ થયું ?

**દાદાશ્રી :** એ તો નિમિત્ત એવું બનેને ! હું જોઉંને, ત્યારે પેણેથી નાખે.

**પ્રશ્નકર્તા :** દાદા નિમિત્ત તો ખરાં ને ?

**દાદાશ્રી :** એ તો અમારી હાજરીથી બધું ખુશ થઈને પડે વખતે, પણ તેમાં મેં કર્યું નથી !

**પ્રશ્નકર્તા :** એ તો ચમત્કાર કહેવાય કે નહીં ?

**દાદાશ્રી :** ના. એ ચમત્કાર ના કહેવાય. દેવો આવું બધું કરે છે તેય એક ફક્ત હેતુ છે આની પાછળ કે લોકોને શ્રદ્ધા બેસાડવા માટે.

**પ્રશ્નકર્તા :** હા, માણસ કરે એ તો ચમત્કાર ન કહેવાય. પણ દેવો કરે એ ચમત્કાર ન કહેવાય ?

**દાદાશ્રી :** જો એ દેવો ચમત્કાર કરી શકતા હોય તો પછી અહીં મનુષ્યમાં શું કરવા આવે ? એમને તો અવધિજ્ઞાન ખરુંને, તે જવાનું થાય ત્યારે માળા કરમાય... એટલે ઉપાધિ થયા કરે કે અરેરે, આ તો ઘાંચીને ત્યાં મારો અવતાર છે ! અને તમે ચમત્કારવાળા છો, તે અહીં શું કરવા અવતાર કરો છો ? ત્યાં બેસી રહોને !

એક તીર્થંકર એકલા ન થવાની વસ્તુ કરી શકે, જે બીજાથી થાય નહીં,

એમનું એટલું સામર્થ્ય છે. પણ એવું કરે તો એમનું તીર્થંકરપદ જતું રહે, તરત ખોઈ નાખે !

**પ્રશ્નકર્તા :** તો આ બે વસ્તુ જુદી થઈ. જે હાથચાલાકી કહો છો, જાદુગરી કહો છો, એને ચાલાકી કહી અને આ જે ચોખાની વૃષ્ટિ થઈ, એ તો દેવોની કૃપા છે.

**દાદાશ્રી :** હા, તે કોણ ના પાડે છે ? એ તો છે જ ને ! પણ એને આપણે ચમત્કાર નથી કહેતા. આ તો દેવોની કૃપા જણાય છે. પણ આપણા લોકોને આ ચમત્કાર શબ્દ બોલવાની ટેવ, એ આપણે કાઢવા માગીએ છીએ!

## મૂર્તિમાંથી અમીઝરણાં

**પ્રશ્નકર્તા :** હવે કેટલીક જગ્યાએ મૂર્તિઓમાં પ્રાણપ્રતિષ્ઠા કરે છે, તે વખતે અમીઝરણાં થાય છે, તો એ શું વસ્તુ છે ?

**દાદાશ્રી :** જેની પ્રતિષ્ઠા કરેને, તેમના શાસનદેવો હોય, તે શાસનદેવો એમનું મહાત્મ્ય વધારવા માટે બધો રસ્તો કરે. જેટલા મત છે, એટલા એનાં શાસનદેવો હોય છે. એ શાસનદેવો પોતપોતાના ધર્મનું રક્ષણ કરે.

**પ્રશ્નકર્તા :** અહીં બાજુમાં એક દેરાસર છે, ત્યાં મહોત્સવ ચાલે છે. તો બે દહાડા પહેલાં ત્યાં અમીઝરણાં થયાં હતાં અને એ બે-ત્રણ કલાક સુધી ચાલેલાં. પછી આજે કહે છે, ત્યાં કેસરનાં છાંટણા થયા છે. બહુ પબ્લિક ત્યાં ભેગી થઈ છે.

**દાદાશ્રી :** પણ આપણે ઘેર જઈને પાછાં મતભેદ તો એ જ રહ્યા ને ! ક્રોધ-માન-માયા-લોભ એનું એ રહ્યું. એટલે અમીઝરણાં વરસે કે ના વરસે, એમાં આપણું કશું વળ્યું નહીં !

**પ્રશ્નકર્તા :** પણ અમીઝરણાંવાળી જે મૂર્તિ હોય, એનાં દર્શન કરવાથી કંઈ લાભ થતો હશેને, દાદા ?

**દાદાશ્રી :** લાભ થતો હોય તો ઘેર જઈને મતભેદ ઘટવા જોઈએને ? આવાં અમીઝરણાં કેટલીય વખત પડ્યાં છે, પણ મતભેદ કોઈના ઘટ્યા નહીં.

આપણે મુખ્ય કામ શું છે કે મતભેદ ઘટવાં જોઈએ, ક્રોધ-માન-માયા-લોભ ઘટવાં જોઈએ ને શાંતિ વધવી જોઈએ. આટલું કામ છેને ? એ અમીઝરણાં ઝરો કે ના ઝરો, એમાં આપણને શું કામ છે ? છતાં આવું બધું દેવો કરે છે. એટલે આપણે ખોટું ના કહેવાય. પણ આપણા ક્રોધ-માન-માયા-લોભ ઘટે નહીં, એને આપણે શું કરવાનું ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આમાં આપણા જ્ઞાન લીધેલા મહાત્માઓએ શું સમજવાનું ?

**દાદાશ્રી :** મહાત્માઓ શું કરવા ભાંજગડ કરે ? ત્યાં કેસર રેડાતું હોય તોય મહાત્માઓ શું કરવા જોવા જાય ? આમ ઢગલેબંધ રેડાતું હોય તો યે શું કરવા જાય ? વખત બગડે નકામો ! આવો વખત બગાડીને શું કામ છે તે ? આપણે શુદ્ધ ઉપયોગમાં ના રહીએ ? જેને શુદ્ધ ઉપયોગ મળ્યો છે, એ શુદ્ધ ઉપયોગમાં ના રહે ? એ તો જેને શ્રદ્ધા ના બેસતી હોય, એને શ્રદ્ધા બેસાડવા માટે દેવલોકો કરે કે બીજા લોકો ય કરે ! કેટલીક વખત દેવલોકો યે નથી કરતા, એમાં મનુષ્યો ચમત્કાર કહીને કારસ્તાન વધારે કરે છે ને વેષ વધારે છે વગર કામના ! પણ એમનો ઈરાદો ખોટો નથી, એમાં લોકો દર્શન કરવા આવેને ! પણ આપણને આ જરૂર નહીં. આપણને શો ફાયદો ?

**પ્રશ્નકર્તા :** બાજુમાં દેરાસર રહ્યુંને, તો બધા લોકો કહે કે દર્શન કરવા જાવ. તો આપણે તો 'દાદા ભગવાન'ની સાક્ષીએ દર્શન કરી આવ્યા.

**દાદાશ્રી :** એનો વાંધો નહીં. દર્શન તો આપણે મૂર્તિનાં કરાય. પણ ઉપરથી આમ ઝરો કે તેમ ઝરો, તેમાં આપણને શું લેવાદેવા ? આપણાં ક્રોધ-માન-માયા-લોભ ઘટ્યા કે નહીં, શાંતિ થઈ કે નહીં એ જોવાની જરૂર છે.

તેથી કૃપાળુદેવે કહ્યુંને, કે ધર્મ તેનું નામ કે ધર્મ થઈને પરિણામ પામે. આમ પરિણામ ના પામતો હોય તો એને ધર્મ કહેવાય જ કેમ કરીને ? અનંત અવતારથી આવ-જા કર્યા, દોડધામ કરી, પણ હતા તેનાં તે જ રહ્યા. બાકી ક્રોધ-માન-માયા-લોભ ઘટે તો વાત સમજ્યા કે મહીં મતભેદ ઘટ્યા, શાંતિ વધી તો આપણે જાણીએ કે કંઈક આમાં ભલીવાર આવ્યો, કર્મ બંધાતા અટકે. અને

આ તો નર્યા કર્મ બંધાય છે એટલે આવું અમી ઝરે, તોય આપણે એનું શું કામ છે ?

## કંકુને બદલે કેસર પાડોને

એટલે અમી ઝરે કે ગમે તે થાવ, પણ આપણે 'ખોટું છે' એવું નથી કહ્યું. એ તો કેટલીક જગ્યાએ કેસર પડે. કેટલીક જગ્યાએ કંકુ પડે, ચોખા પડે. કેસર તો નથી પડતું પણ કંકુ તો પડે જ છે. કેસર જરા મોંઘું એટલે ના પડે. હા, કેસરનાં છાંટણા થાય પણ કેસર આમ ઢગલેબંધ ના પડે. અને કેસર પડતું હોય તોય શું ખોટું છે ? થોડું થોડું લાવીને ઘેર કશું બનાવીને ખઈએ !

અને હું તો કહી દઉં કે 'હે દેવલોકો, તમને નમસ્કાર છે. પણ આ તમે છાંટણા છાંટો છો, તે મારે જરૂર નથી. તમારે ચોખા નાખવા હોય તો નાખો ને ના નાખવા હોય તો યે એનું મારે કંઈ કામ નથી. મને તો ક્રોધ-માન-માયા-લોભ ઓછા થાય, શાંતિ થાય એવું કરી આપો.' આપણને એવું કહેવામાં વાંધો શો છે તે ?

**પ્રશ્નકર્તા :** નહીં, પણ આ જેને શ્રદ્ધા ના હોય, એને ભગવાનમાં શ્રદ્ધા બેસે એટલા માટે આવું થતું હશે ને ?!

**દાદાશ્રી :** આ તો અંધશ્રદ્ધાળુ લોકોને શ્રદ્ધા બેસાડવા માટેનું છે. અને એમાં તો કેટલીક જગ્યાએ હેય..... રાત્રે મંદિરોમાં ઘંટ વાગે એટલે બીજે દહાડે લોક બધું દર્શન કરવા આવે, હડહડાટ ! અને હું તો કહું કે લાખ વખત તું ઘંટ વગાડું તોય મારે શું કામના ? મને તો મહીં ઠંડક વળે એવું હોય, તો આવું તારે ત્યાં દર્શન કરવા. નહીં તો મારે શું કામ છે તે ? મને તો બહુ દુઃખ થતું હોય, તોય હું ગાંઠું નહીં. આવું ગંઠાતું હશે ? આપણે કંઈ બાળક છીએ કે જરીક પ્રસાદી આપી કે દોડધામ કરીએ ? તમને સમજાય છે ને ?

બાકી, જગત તો બધું એવું જ છે, લાલચુ છે અને જો પેંડા પડેને, તો આખું મુંબઈ ત્યાં આગળ જાય. કેમ રૂપિયા નથી પડતા ? ગીનીઓ પડે તો કેવું કામ કાઢી નાખે ! લોકોને ભીડ જ મટી જાયને બીજે દહાડે જ ! એક એક ગીની ભાગે આવી હોય તો બીજે દહાડે લોક બિચારાં કેરીઓ લાવે કે

ના લાવે ? પણ આ તો એની એ જ રાખ કોઈ જગ્યાએ પડતી હોય, તો કોઈ જગ્યાએ કંકુના છાંટણા થતા હોય !

આ વીતરાગ માર્ગમાં આત્મા જડે તો સાચી વાત છે, નહીં તો વાત બધી નકામી છે. અને આત્મા જડવાની જો ભૂમિકા હોય તો આ મનુષ્યગતિ એકલી જ ભૂમિકા છે. બાકી બીજી બધી જગ્યાએ આત્મા જડે એવી ભૂમિકા જ નથી. ત્યાં તો ભટકી ભટકીને મરી જવાનું છે. એટલે મહીં ઠંડક થવી જોઈએ, શાંતિ થવી જોઈએ. આપણને એમ ખાતરી થઈ જાય કે હવે મોક્ષ થશે મારો ! તમને ખાતરી થઈ ગઈ છે, મોક્ષ થશે, એવું ?

**પ્રશ્નકર્તા :** એકસોને એક ટકા થઈ ગઈ છે !

**દાદાશ્રી :** હા, એવી ખાતરી થવી જોઈએ. આપણો આ તો મોક્ષમાર્ગ છે અને વીતરાગોનો માર્ગ છે, ચોવીસ તીર્થંકરોનો માર્ગ છે ! આ તો દુષમકાળના લોકો છે એટલે કર્મથી બિચારાં ફસાયેલાં છે. એટલે મારી જોડે એમને રહેવાતું નથી. નહીં તો ખસે જ નહીં મારી પાસેથી. આવી ઠંડક આપે પછી ત્યાંથી કોણ ખસે તે ? પણ કર્મથી બધાં ફસાયેલાં છે ને નરી 'ફાઈલો' પાર વગરની, પછી શું કરે તે !

## કળશ હાલ્યો... તે ચમત્કાર ?

**પ્રશ્નકર્તા :** કેટલીક જગ્યાએ લોકો જાત્રાએ દર વર્ષે જાય છે, હવે ત્યાં આગળ એક મંદિરનો જે કળશ છે, તેને બધા કહે છે, હાલતું જુએ છે - એ શું છે ?

**દાદાશ્રી :** એમાં બહુ ઊંડું ઉતરવા જેવું નથી. જેને દેખાય છેને, એને માટે બરોબર છે. બાકી, આજનું 'સાયન્સ' આ કબૂલ ના કરે. આજનું 'સાયન્સ' કબૂલ કરે ખરું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** થયું ત્યારે ! વિજ્ઞાન કબૂલ કરે એટલી સાચી વાત માનવી. બીજું બધું તો અંધશ્રદ્ધા છે. કેટલાંક દેવલોકો લોકોને શ્રદ્ધા બેસાડવા માટે

ચમત્કાર કરે છે, તો એવું બને કોઈ વખતે. બાકી બધું 'સાયન્ટિફિક' હોવું જોઈએ. આ 'સાયન્સ' જે માને એટલું જ માનવા જેવું છે. 'સાયન્સ'ની બહાર કશું છે જ નહીં. કેટલુંક તો અણસમજણથી અંધશ્રદ્ધાળુ બધું ઠોકી બેસાડે. જ્યાં ને ત્યાં બધા લોકોએ, અજ્ઞાન પ્રજાને બધું શ્રદ્ધા બેસાડવાનું સાધન ઊભું કર્યું છે. એ સમજદાર માણસોને માટે નથી. તમારે માટે એ નથી. એ બધું તો બીજા લોકોને માટે છે.

એ કળશ હલે તેથી આપણને શું ફાયદો ? તેથી આપણને આત્મા પ્રાપ્ત થઈ જાય ? એટલે આ તો જેને ભગવાન પર શ્રદ્ધા બેસતી ના હોય, તેમને શ્રદ્ધા બેસે તેટલા માટે પેલું હલાવે, તો આ લોકને શ્રદ્ધા ત્યાં બેસે! પણ એમાં આપણને શું ફાયદો ? આ દુનિયા બધી હલાવે, તોય હું કહું કે 'તું શું કરવા માથાકૂટ કરે છે, અમથો વગર કામનો ! બેસી રહેને, સૂઈ જાને છાનોમાનો ! આમાં અમને શું ફાયદો ?' અજ્ઞાન ખસ્યું તો જાણવું કે ફાયદો થયો. બાકી, આ કબાટ અહીંથી આમ ખસ્યો તો આપણને શું ફાયદો ? એટલે આપણે એટલું કહેવું કે મને શું ફાયદો ?

**પ્રશ્નકર્તા :** મને એમ લાગેલું કે એ જગ્યા પવિત્ર થઈ ગઈ !

**દાદાશ્રી :** બધું પવિત્ર જ છે ને, જગત તો ! આ તો બધા વિકલ્પો છે. આપણે આપણું કામ થયું તો સાચું. બાકી આ બધું પોલ છે. અનંત અવતારથી આનું આ જ કર્યું છે ને ! હેય, ફલાણી જગ્યાએ દેવ હાલ્યા, મૂર્તિ હાલી. અલ્યા, તેમાં તને શું ફાયદો થયો ?! લોક તો કહેશે, આમ થઈ ગયું ને તેમ થઈ ગયું. પણ આપણે આપણો ફાયદો જોવો.

મને લોકો કહે છે, આ ટીપોય કુદાવો આમ ! તે બની શકે છે. એનો પ્રયોગ હોય છે. પણ તે કરવાથી શું થાય ? એ કૂદે તેથી શું થાય ? અહીં આગળ પછી માણસો માય નહીં, આ દાદરો તૂટી પડે અને તમે જે સાચા ગ્રાહકો છો, તમને ધક્કા મારીને કાઢી મેલે ને બીજા બધા પેસી જાય, ચમત્કાર જોવા પેસી જાય. આપણે એવું શું કામ છે તે ? આ તો સાચા ગ્રાહકની જગ્યા છે. સાચો ગ્રાહક કે જેને મોક્ષે જવું છે, જેને ભગવાનનું ઓળખાણ કરવું છે, સાક્ષાત્કાર કરવો છે, તેને માટેની આ જગ્યા છે. આ છેલ્લું સ્ટેશન છે ! અહીં

એવું તેવું ના હોય. બીજે બધે તો ચમત્કાર એટલા માટે કરે કે લોકોને શ્રદ્ધા બેસે. બાકી, એ તમારા જેવા માટે નથી !

અરે, ઘણાં માણસ તો કોઈ સૂઈ ગયેલા માણસનો હાથ ઊંચો કરી દે ! એ તો ઊંઘતો છે તો શેનો હાથ ઊંચો થયો ? હાથ ઊંચો થયો માટે કંઈ જાગ્યો? એ તો ઊંઘતો છે. આ બધી મશીનરી છે ! એમાં આપણું કશું કામ થાય નહીં.

## કોઈનું દર્દ કોઈથી લેવાય ?

**પ્રશ્નકર્તા :** એક સંતે એક માનવીનું દર્દ લીધેલું. જેનાથી પછી આખું જીવન એમણે અપંગ અવસ્થામાં કાઢેલું. તેમાં આપનું શું માનવું છે ?

**દાદાશ્રી :** કોઈનું દર્દ કોઈથી લેવાય નહીં, આ અમારું માનવું છે. અને એમની ભૂલ થતી હોય તો એમને નુકસાન કરેને ? કંઈ તમને નુકસાન નહીં કરે. એટલે આવું કોઈથી બને નહીં. માટે આ વહેમ મનમાંથી કાઢી નાખો આવો બધો !

આપણા હિન્દુસ્તાનનાં સંતો છે, તે સામાનાં શરીરમાંથી રોગ હઉ લઈ લે છે (!) આવું પુસ્તકોમાં છડે ચોક લખેલું હોય છે. અલ્યા, આ હિન્દુસ્તાનના બુદ્ધિશાળીઓ, તમને આ સમજણે ય નથી પડતી કે એને સંડાસ જવાની શક્તિ નથી, એ શું લઈ લેવાનો હતો તે ?! અને એ તો નિમિત્ત હોય છે. નિમિત્ત એટલે શું કે કર્મના ઉદય એવાં છે એટલે આમના નિમિત્તે ફેરફાર થાય. પણ આ 'અમે રોગ લઈ લઈએ છીએ, આમ લઈએ છીએ, આયુષ્ય વધારીએ છીએ,' આ બધી વાતો કરે છેને, તે મગજમાં કીડા પડે એવી વાતો કરે છે!

**પ્રશ્નકર્તા :** જે સંતોના કહેવાથી સામાનું દર્દ નીકળી જાય એવું બને તો પેલાને યશનામ કર્મ હશે, એવું ને ?

**દાદાશ્રી :** એ બધું બને. પેલાનું દર્દ જતું યે રહે. એવું સંતનું નિમિત્ત હોય. એટલે યશનામ કર્મ હોય. પણ આ 'દર્દ લઈ લે છે' એ જે કહે છે ને, એ ખોટી વાત છે. એ જો આવું કહે તો આપણે પૂછીએ કે, 'સાહેબ, તમને આટલા બધા રોગ શાથી ?' ત્યારે કહે, 'બીજાનું લઈ લીધું એટલે !' જો પુરાવો

સારો જડ્યો ને ! હવે એ સંતને હું પૂછું કે, 'અરે સાહેબ, આપને સંડાસ જવાની શક્તિ છે ? હોય તો મને કહો.' તમે દર્દ શી રીતે લઈ લેવાનાં છો ? મોટા દર્દ લેવાવાળા આવ્યા, સંડાસ જવાની શક્તિ નથી ને !

અરે, મારા સંબંધમાં ય લોકો એવું કહેતા હતા ને ! ત્રણ વર્ષ ઉપર આ પગને ફ્રેક્ચર થયેલું. તે અમદાવાદના મોટા સાહેબ આવેલા, દર્શન કરવા. મને કહે કે, 'દાદા, આ તમે કોનું દર્દ લાવ્યા ?' આ તમે ભણેલા માણસ જો આવું બોલશો તો અભણનું તો ગજું જ શું બિચારાનું ! તમે ભણેલા છો. તમારી જાત ઉપર તમને શ્રદ્ધા છે ને આવું તમે માની લો છો ? આ દુનિયામાં કોઈનું દર્દ કિંચિત્‌માત્ર કોઈ કશું લઈ શકે નહીં. હા, એને સુખ આપી શકે. એનું જે સુખ છે, તેને એ હેલ્પ કરે, પણ દર્દ લઈ શકે નહીં. આ તો મારે મારું કર્મ ભોગવવાનું. સહુ સહુને પોતપોતાના કર્મ ભોગવ્યે જ છૂટકો થાય. એટલે આ બધી વાત ઉપજાવી કાઢી છે. આ તો લોકોને છેતરીને દમ કાઢી નાખ્યો છે અને તે પાછાં આપણા હિન્દુસ્તાનના ભણેલાંય માને છે ! સામા થાવને, કે 'લ્યો, આ આમ કરી આપો.' પણ એવું પૂછવાની યે શક્તિ નથીને ! આવું પોલું ના ચાલવા દેવું જોઈએ.

## ન વધે આયુ પળભર

**પ્રશ્નકર્તા :** મેં તો એટલે સુધી સાંભળેલું છેને કે કહે છે, અમારા જે આચાર્ય છે, એમણે ફલાણા વકીલને દસ વર્ષનું આયુષ્ય વધારી આપ્યું.

**દાદાશ્રી :** હવે આવું બોલે છે તેથી તો ધર્મ ઉપર લોકોને જે પ્રેમ આવે છેને, તેય છોડી દે બધા. અને એવું કહે તો આપણે પૂછીએ, 'અરે ભાઈ, આ વકીલને જ કેમ આપ્યું ? બીજાને કેમ નથી આપતા ? એનું શું કારણ ? કહો ચાલો ? અને તમે આપનાર હો તો દસ વર્ષ શું કરવા આપ્યું ? ચાલીસ વર્ષ આપી દેવા હતાને !' એવા બધા હું તો સો પ્રશ્નો ઊભા કરું. શું કહેતા હતા ? અહીં આગળ દસ વર્ષનું આયુષ્ય આપ્યું ?

**પ્રશ્નકર્તા :** એવું મેં સાંભળેલું.

**દાદાશ્રી :** સાંભળેલું ખોટું યે હોય વખતે. બીજું કશું સાંભળેલું છે એવું ?

કોઈ મનુષ્યની કે ગુરુની નિંદા નહીં કરવી જોઈએ. શું ખોટું છે ને શું સાચું છે, એની વાત જ કરવા જેવી નથી ! તમે હઉ સાચું માનેલું એવું બધું ? તમે તો ભણેલા છો, તમને આ વાતમાં હવે શંકા પડે કે ના પડે ?

**પ્રશ્નકર્તા :** શંકા પડે.

**દાદાશ્રી :** શંકા પડે એ વસ્તુ છોડી દેજો, માનશો નહીં એને !

## લખ્યા લેખ ન મિટે કોઈથી

**પ્રશ્નકર્તા :** સંત લેખ પર મેખ મારી શકે ખરા ?

**દાદાશ્રી :** આ 'ફોરેન ડિપાર્ટમેન્ટ' છેને, એમાં કશું લેખ ઉપર મેખ વાગે એવી જ નથી અને મેખ વાગે એવી દેખાય છે, આપણને અનુભવમાં આવે છે, સંત થકી કે 'જ્ઞાની પુરુષ' થકી, એ એમનું યશનામ કર્મનું ફળ આવેલું છે ! એટલે લેખ ઉપર મેખ કોઈ કશું મારી શકે નહીં. નહીં તો કૃષ્ણ ભગવાન મેખ ના મારત ? એમને મેખ મારતા નહોતી આવડતી ? એ તો પોતે વાસુદેવ નારાયણ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ કેટલાંક સંતો એમ પણ કહે છે કે એમણે મૃત્યુને દૂર કરવાનો પ્રયત્ન કર્યો !

**દાદાશ્રી :** એવું છેને, હિન્દુસ્તાનમાં બધા સંતોએ મૃત્યુને દૂર કરવાનાં પ્રયત્નો કર્યા છે. પણ કોઈને એમ લાગ્યું છે કે મૃત્યુ દૂર થયું છે, એવું ? એટલે આ બધો અહંકાર છે. અહંકારની બહાર કોઈ સંત નીકળ્યા નથી. એ બધો અહંકાર છે અને અહંકારીઓને સમજાવવા માટે છે. નિર્‌અહંકારી તો આવી વાતો સાંભળે ય નહીં. ગાંડો માણસ બોલતો હોયને, એના જેવી વાત કરે છે આ તો ! આ તો આપણા બધાય સંતો એવું બોલે, પણ એ તો અહંકારથી બોલે છે ને સાંભળનારા ય અહંકારવાળા છે, એટલે મેળ પડ્યો ! આ તો 'સાયન્ટિફિક' રીતે ય સમજાય એવું છે. વિજ્ઞાનથી સમજાય કે ના સમજાય ? આ તો વિજ્ઞાન છે અને વિજ્ઞાન શું કહે છે કે સંડાસ જવાની શક્તિ કોઈને નથી, સંતોને ય સંડાસ જવાની શક્તિ નથી અને અમને ય સંડાસ જવાની શક્તિ પોતાની નથી.

ભગવાન મહાવીરને જ્યારે છેલ્લો નિર્વાણકાળ આવી ગયો ત્યારે દેવોએ વિનંતી કરી કે, 'વીર, આયુષ્ય વધારજો રે ! બે-ત્રણ મિનિટનું આયુષ્ય વધારે તો આ દુનિયા પર ભસ્મક ગ્રહની અસર ના પડે.' પણ ભસ્મક ગ્રહની અસર પડી, તેનાથી આ દુઃખો વેઠ્યા. તે દુઃખો ના પડે એટલા માટે દેવોએ ભગવાનને કહેલું. ત્યારે ભગવાન બોલ્યા કે, 'તેવું બન્યું નથી, બનશે નહીં અને ભસ્મક ગ્રહ આવવાનો છે અને તે બનવાનું જ છે.' આ વિજ્ઞાનની ભાષા ! અને આ અહંકારની ભાષામાં તો જેને ફાવે એવું બોલે ને ! 'મેં તમને બચાવ્યા.' એમે ય કહે. આપણા બધાય સંતો આવું ને આવું બોલે છે. તેમાં એ સંતો એક આનો ય અધ્યાત્મનો કમાયા નથી. હજુ આત્મા સન્મુખ ગયા નથી. હજુ તો ત્રણ યોગમાં જ છે. મન-વચન-કાયાના યોગમાં જ છે, આત્મયોગ ભણી વળ્યા જ નથી. હવે બહુ ઉઘાડું કરું તો ખોટું દેખાય. મારે આવું ના કહેવું જોઈએ. એટલે એ લોકો હજુ યોગની પ્રક્રિયામાં જ છે અને વશ કરે છે-મનને, વાણીને, દેહને. પણ વશ કરનારો કોણ ? અહંકાર.

એટલે આયુષ્ય કોઈ વધારી શકે નહીં. એવું કોઈ પણ માણસ બૂમો પાડે કે 'મને આમ શક્તિ છે.' તો આપણે કહીએ કે, 'સંડાસ જવાની શક્તિ તો નથી ને શું કામ અમથો બૂમાબૂમ કરે છે તે ? તારી આબરૂ જતી રહે છે !' વિજ્ઞાન ના પાડે છે. આ મારી વાત સમજાય છે ખરી ? તમને શું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** સમજાય છે.

**દાદાશ્રી :** કારણ કે માણસની જાતને આવી વાતો બહુ ગમે છે. એ તો હું યે બોલું કે હું તમને બધું આમ કરી આપીશ અને આ લોકો ય કહે છે, 'દાદા, તમે જ આ કરો છો.' 'અલ્યા ભઈ, મારી કરવાની શક્તિ નથી. આ તો બધું મારું યશનામ કર્મ છે. તેથી તે તમારું કામ કરી રહ્યું છે. અમારાથી એક શબ્દ પણ અવળો ન બોલાય અને આમને શું ? અહંકારીઓ તો ફાવે એવું બોલે. એમને કોણ ઊંચે બાંધનારા છે ? છતાંય આપણે એમનું આડુંઅવળું બોલવું નહીં. કારણ કે એમના ભક્તો માટે એ વાત બહુ મોટું વિટામિન છે અને એમના ભક્તોને ત્યાં એકાગ્રતા રહે છેને, ચિત્ત ચોંટેલું રહે છેને ?! એટલે આપણે બીજું કશું ના બોલવું. આપણે એમના ભક્તોને ચિત્ત ઉઠાડવા માટે

આ વાત નથી કરતા. આ તો તમને સમજાવવા માટે છે કે વિજ્ઞાન શું છે આ ! વીર ભગવાને આયુષ્ય ત્રણ મિનિટ ના વધાર્યું. એટલે આવું કશું બને નહીં.

**પ્રશ્નકર્તા :** આયુષ્યને મનુષ્યના શ્વાસ સાથે સંબંધ છે ?

**દાદાશ્રી :** હા, સંબંધ છે, બરોબર છે એ.

**પ્રશ્નકર્તા :** એમાં આ યોગીઓ એ શ્વાસને રોકીને, શ્વાસની ગતિ અથવા એનું પ્રમાણ ઓછું કરે તો એમના આયુષ્યમાં ફરક પડે ?

**દાદાશ્રી :** એ બરોબર છે. એ તો સ્વાભાવિક છે. એ તો આયુષ્ય વધારવું એટલે શું કહેવાનું કે શ્વાસોચ્છ્વાસ વાપરવા નથી દેતો એ, શ્વાસોચ્છ્વાસ ઉપર આયુષ્ય રહે છે. પણ એ એટલા સારું નથી કહેતો, એ તો રોફ મારે છે. એટલા સારુ કહેતા હોય તો સારી વાત છે ! એ તો દરેકને થાય, એમાં નવું શું છે તે ? જેટલાં શ્વાસોચ્છ્વાસ ઓછા વપરાય એટલાં વર્ષો વધે. પણ આ શું કહે છે ? આયુષ્ય વધારવું એટલે વર્ષો વધે એવું નહીં, પણ આ તો શ્વાસોચ્છ્વાસ વધારવા એવો રોફ મારે છે.

એવું છે, એ તો દુનિયામાં બધે ય શ્વાસોચ્છ્વાસ ઘટાડે એટલે આયુષ્ય વધે એ તો નિયમ જ છે. એમાં એનાથી એ બોલાય નહીં કે અમે આયુષ્ય વધારનારા છીએ. એવું બોલવું એ મોટો ગુનો છે. મહાવીર ભગવાનથી બોલાય નહીં, કોઈથી ય બોલાય નહીં ! આ તો સંડાસ જવાની શક્તિ નથી ને આયુષ્ય શું વધારવાના તે ? 'વર્લ્ડ'માં કોઈ માણસ એવો જન્મ્યો નથી કે જેને સંડાસ જવાની શક્તિ હોય, એની 'ગેરંટી' લખી આપું. અને કંઈ પણ 'હું કરું છું' એમ પુસ્તકોમાં લખે છે, એ બધા અહંકારીઓ છે. 'આ મેં કર્યું ને મેં તેમ કર્યું ને મેં ફલાણું કર્યું' કહે છેને, તે બધા અહંકારીઓ છે. અમારા પુસ્તકમાં 'હું કરું છું, તું કરે છે ને તેઓ કરે છે' એ હોય નહીં કોઈ જગ્યાએ. બીજા બધામાં આ જ હોય ને 'હું કરું છું' એ જ્યાં હોય ત્યાં આગળ એ પુસ્તક અહંકારીઓને સોંપી દેવાં. જો મોક્ષે જવું હોય તો એ પુસ્તક આપણી પાસે રાખવા નહીં. 'હું આમ કરું ને હું તેમ કરું, હું તારું ને હું ડુબાડું.' એ બધી અહંકારી વાતો છે. બાકી કોઈને કરવાની શક્તિ જ નથીને ! આ તો એવું

છેને, ભાળીભોળી પ્રજા છે, તે ચાલ્યું પછી !

એટલે આ સંતો તો કહેશે, 'મરવું અમારે સ્વાધીન છે, અમારે જ્યારે મરવું હોય ત્યારે અમે મરીએ.' અલ્યા, એક મિનિટ કોઈની તાકાત નથી એવી ! આ તો મૂરખા લોકોને ફસાવી ખાય છે ! તે મને એ જ લાગે ને કે ક્યાં સુધી આવાં મૂરખ રહેશો તમે ?! ભગવાન મહાવીર કહે છે, 'હે દેવો, એવું બન્યું નથી, બનશે નહીં ને બનવાનું નથી.' અને આ લોક તો જુઓ, લોકોને શ્રદ્ધા બેસે એટલા માટે કહે છે, 'મેં આટલું આયુષ્ય વધાર્યું !' પણ થોડા દહાડા પછી આ શ્રદ્ધા બેઠેલી યે ઊઠી જાય. મહીં શંકા-કુશંકા ના થાય, ભણેલા માણસને ? તો એ શ્રદ્ધા સાચી કહેવાય ?

## પણ ટિકિટ ચોંટતી જ નથી ત્યાં

ગુરુ હાજર હોય તો જ કામ થાય, પછી કામ ના લાગે. તોય એમના 'ફોલોઅર્સ' પુસ્તકમાં શું લખે ? 'અમારા ગુરુએ આમ કર્યું ને તેમ કર્યું !' બધા ખોટા ખોટા ચમત્કારો લખે. જે નાનાં છોકરાં ય એમ કહે કે આ ગાંડા કાઢ્યા છે, એવાં ચમત્કારો લખે છે ! તે આ જમાનામાં છોકરાંઓ તો માને જ નહીં ને ! એ પહેલાનાં જમાનાના લોક ચમત્કારમાં માનતા હતા.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, હિન્દુસ્તાનમાં બધા જ લોકો ચમત્કારમાં માને છેને ! પછી કોઈ પણ માણસ હોય, બેરિસ્ટરો, ડૉક્ટરો, એન્જિનિયરો બધા જ માને છે.

**દાદાશ્રી :** એ લાલચુ છે એટલે જ માને છે. નહીં તો ચમત્કાર જેવી વસ્તુ જ આ દુનિયામાં હોતી નથી. અને જે ચમત્કાર છે, એ આવરાયેલું વિજ્ઞાન છે. બાકી, ચમત્કાર જેવી વસ્તુ જ નથી.

**પ્રશ્નકર્તા :** પણ આ જે ચમત્કાર કરે છેને, એને તો લોકો 'આ જ્ઞાની પુરુષ છે' એમ કહે છે.

**દાદાશ્રી :** એ તો એવું જ કહેને, પણ એવું ના કહે તો એમના ચમત્કાર ચાલે નહીં. એમને પૂછવામાં આવે, એમનું નિવેદન લેવામાં આવે કે એ

ચમત્કાર શા માટે કરો છો ? શું હેતુ માટે કરો છો ? તમે નિવેદન કરો કહીએ, તો મજા આવે !

**પ્રશ્નકર્તા :** ત્યારે એ લોકો એમ કહે છે કે શ્રદ્ધા ઉત્પન્ન કરવા.

**દાદાશ્રી :** શ્રદ્ધા જો એની પર ચોંટતી જ ના હોય, તો આવું ખોટું કરીને પછી શ્રદ્ધા ઉત્પન્ન કરાવવી એ ગુનો છે. એ જે આવી રીતે શ્રદ્ધા ઉત્પન્ન કરવા માટે જે માણસ કરે છે, તેમને પકડી અને દંડ કરવો જોઈએ.

હું પચ્ચીસ વર્ષનો હતો, તે વખતે એક સંત આચાર્ય પાસે ગયેલો. એ મને કહે છે, 'મારી પર શ્રદ્ધા રાખો.' મેં કહ્યું, 'પણ મને શ્રદ્ધા આવતી નથી.' ત્યારે કહે, 'પણ તમે શ્રદ્ધા રાખ રાખ કર્યા કરો.' ત્યારે મેં કહ્યું, 'હું તમને દાખલો આપું. આ ટિકિટ છે, તે આપણે પાણી ચોપડીને ચોંટાડીએ, પણ પડી જાય. તો આપણે ના સમજીએ કે કંઈ ખૂટે છે આ બે વચ્ચે ?! જેની પર આપણે ટિકિટ ચોંટાડવી છે અને આ ટિકિટ, આ બેની વચ્ચે કઈ વસ્તુ ખૂટે છે એવું આપણને ખબર પડે કે ના પડે ? શું વસ્તુ ખૂટે છે ?

**પ્રશ્નકર્તા :** ગુંદર ખૂટે છે.

**દાદાશ્રી :** હા. એટલે મેં કહ્યું, 'એવો કોઈ ગુંદર ચોપડો કે મારી ટિકિટ ચોંટી જાય.' તોય એ કહે, 'એવું નહીં, તમારે મારી પર શ્રદ્ધા રાખવી પડે.' મેં કહ્યું, 'ના, એવી શ્રદ્ધા હું રાખું નહીં. શ્રદ્ધા ચોંટતી જ નથી મને ! જો તમે એવા દેખાવડા હોત તો દેખાવડાને આધારે હું થોડીક શ્રદ્ધા ચોંટાડત. એવાં દેખાવડા નથી. જો તમે એવી વાણી બોલતા હોત તો તમારી વાણી સાંભળીને હું ખુશ થઈ જાત, તો મારી શ્રદ્ધા ચોંટત. અગર તો તમારું વર્તન દેખીને મારી શ્રદ્ધા ચોંટત. પણ એવું કશું દેખાતું નથી તમારામાં મને. છતાં હું દર્શન કરવા આવીશ અમથો, તમે ત્યાગી પુરુષ છો એટલે. બાકી, શ્રદ્ધા મારી તો ચોંટતી જ નથી !'

હવે ત્યાં ચમત્કારી વાત કરવા જાય તો હું તો વધારે વઢું કે આવી જાદુગરી શું કરવા કરો છો ? પણ હિન્દુસ્તાનના લોકો લાલચુ એટલે ચમત્કાર દેખી આવે ત્યાં શ્રદ્ધા બેસાડે. એ ચમત્કાર કરનારને આપણે કહીએ,

'હિન્દુસ્તાનના લોકોને અનાજ-પાણી ખૂટે છે, તમે અનાજ-પાણી ભેગું કરો. એ ચમત્કાર કરો, તમારી જે શક્તિ છે, તે આમાં વાપરો.' પણ એવું કશું નથી કરતાં ! આ તો મૂરખ બનાવ્યા છે લોકોને !

**પ્રશ્નકર્તા :** અત્યાર સુધી એવા મૂરખ બનતાં જ આવ્યા છીએ.

**દાદાશ્રી :** પણ તે આવું જીવન ક્યાં સુધી જીવવું ? શા માટે લાલચ હોવી જોઈએ ? માણસને લાલચ શેને માટે હોવી જોઈએ ? અને એ વળી કોણ આપનારો ? એને સંડાસ જવાની શક્તિ જ નથી, તો એ શું આપવાનો છે ?

## છેતરાયા વિચારકો પણ...

અને મેં ચમત્કાર કર્યો એવું કોણ બોલે ? કે જેને કંઈક લાભ ઉઠાવવો છે, તે બોલે. અને કોની પાસે લાભ ઉઠાવવો છે ? જે લોકો એની પાસે કંઈક માંગે છે, ત્યાં લાભ ઉઠાવો છો ? જે લોકો પોતાનું દુઃખ દૂર કરવા માટે સુખ માગવા આવ્યા છે, તેની પાસેથી લાભ ઉઠાવો છો ?! જે સુખના ભિખારા છે, એમની પાસેથી તમે સુખ લો છો ? કઈ જાતના છો તમે ? એમની પાસેથી એક પઈ પણ કેમ લેવાય ? આ તો એ તમારી પાસે ભિખારી છે ને તમે એમની પાસે ભિખારી છો ! તમારું પણ ભિખારીપણું છૂટતું નથી ! પછી શી રીતે જ્ઞાન મહીં પ્રગટ થાય ? જ્ઞાન પ્રગટ ના જ થાય ને ! જ્ઞાન તો, કોઈનું કિંચિત્‌માત્ર સુખ પડાવી લેવાની જેને ઇચ્છા નથી, ત્યાં જ્ઞાન પ્રગટ થાય. કોઈ પણ જાતની ભીખ નથી, માન-તાનની ભીખ નથી, અપમાન કરે તોય વાંધો નથી, માન કરે તોય વાંધો નથી, વિષયો સંબંધી ભીખ નથી, ત્યાં જ્ઞાન પ્રગટ થાય. ત્યારે આ લોકો કહે છે, 'અમે જ્ઞાન લઈને ફરીએ છીએ.' પણ ચોગરદમ તો ભીખમાં છે તું, શી રીતે જ્ઞાન હોય ત્યાં ?! અને એ તો આ ગાડરિયા પ્રવાહમાં ચાલશે. અહીં આગળ બુદ્ધિશાળીની પાસે ના જોઈએ !

પણ આપણે અહીં બુદ્ધિશાળીઓ કેવા છે ? કાચા છે, તમારા જેવા નથી. 'હશે, આપણે શું ?' આવું કરે એટલે પેલા લોકોને તો બુદ્ધિશાળીઓનું રક્ષણ મળી ગયું. પણ બુદ્ધિશાળીઓ એમનાં રક્ષણ તોડી નાખે તો હમણે સીધા થઈ

જાય. પણ આપણા હિન્દુસ્તાનના લોકો, 'આપણે શું ?' એવું જ કરે ! મને તો 'આપણે શું ?' એ ના પોષાય. ચોખ્ખું કહી દો, ભલે બે અવતાર વધારે થાય ! પણ તે આપણા બુદ્ધિશાળીઓ ય ચમત્કારમાં માનતા થઈ ગયા છે. અરેરે, કેમ આવાં લોકો થઈ ગયાં ! સારા વિચારવંત માણસોમાં એટલું ઘૂસી ગયું છે કે આ ચમત્કાર જેવી કોઈ વસ્તુ છે. આ જે ગાડરિયો પ્રવાહ એને માને, એનો આપણને વાંધો નથી પણ વિચારવંત માણસો માને એટલે જાણવું કે આપણા હિન્દુસ્તાનની જે બુદ્ધિશક્તિ છે, એ 'ફ્રેક્ચર' થવા માંડી છે.

**પ્રશ્નકર્તા :** એટલે લોકોની ભાષામાં એ ચમત્કાર કહેવાય.

**દાદાશ્રી :** એ ગાડરિયા પ્રવાહમાં, બુદ્ધિશાળીઓની ભાષામાં નહીં. અને બુદ્ધિશાળીઓ મારી પાસે આવતા હતા, તે કહેતા હતા કે, 'આ ચમત્કાર !' ત્યારે મેં કહ્યું, 'તમારા જેવા બુદ્ધિશાળીઓ આવું માને છે ?' ત્યારે એ કહે, 'અમને તો બહુ એવું થાય છે, પણ અમને મગજમાં ટકોરા વાગ વાગ થાય એટલે પછી તે રૂપ થઈ જાય.' પછી મેં બધી રીતે સમજાવ્યા એટલે એમને 'એક્સેપ્ટ' થઈ ગયું, સમજાઈ ગયું. પછી કહે છે, 'હવે નહીં માનીએ.' અને સમજી ગયા કે ચમત્કાર ના હોય. ચમત્કાર માણસ કરી શકે નહીં.

ચમત્કાર વસ્તુ બુદ્ધિશાળીઓએ ના માનવી જોઈએ અને આપણા જ્ઞાન લીધેલાં મહાત્માઓએ તો જાણવું જ નહીં. કોઈ ચમત્કારી હોય ત્યારે કહેવું કે, 'તું ચમત્કારી હોય તો મારે શું છે તે ?'

એટલે આમાં બુદ્ધિશાળી તો અટવાય નહીં. બીજાં બધાં તો જાણે અટવાવાનાં જ છે. એ તો ચાર ઘેટાં આગળ ચાલેને, એને જોઈને, એનાં પગ જોઈને જ ચાલવાનાં, મોઢું જોવાનું નહીં. એનાં પગ જ કઈ બાજુ વળે છે, તે બાજુ ચાલ્યા કરે. લાઈનદોરી ય ના કરવી પડે ! બધા બેસી રહે ત્યારે એ ય બેસી રહે. બધા હરે કહે, ત્યારે એ ય હરે કહે. કોઈ પૂછે, 'શું સમજ્યા ?' ત્યારે એ કહે, 'સમજ પડશે, કો'ક દહાડોય !'

## ચમત્કાર બુદ્ધિજન્ય, નહીં જ્ઞાન માંહી

**પ્રશ્નકર્તા :** પણ એ લોકો તો દુનિયામાં આ જ કહે છે કે આ 'મિરેકલ'

થયું. જે ઘટના હંમેશાં નથી બનતી એ ઘટના થાય, એને 'મિરેકલ' કહે છે, ચમત્કાર કહે છે.

**દાદાશ્રી :** એ ફોરેનવાળા કહે, આપણાથી કહેવાતું હશે ?

**પ્રશ્નકર્તા :** આ તો તમારી પાસે આવ્યા એ સમજે. બાકી તો હજારમાંથી નવસો નવ્વાણુંની ભાષા પેલી જ ને ?

**દાદાશ્રી :** હા. એ જ ભાષા. તેથી કહું છું ને, આપણા લોકોને તો જૂઠો છે કે સાચો, એની પડી નથી. ચમત્કાર દેખાડે એટલે પાંસરો રહે, નહીં તો પાંસરો ના રહે. પણ હું તો ચમત્કાર દેખાડે તો સમજું કે બનાવટ કરી, આ લોકોએ. ચમત્કાર શી રીતે થાય માણસથી ? એ કેવી રીતે 'પોસીબલ' છે ? વિજ્ઞાન કબૂલ કરે તો જ ચમત્કાર 'પોસીબલ' છે ! ચમત્કાર એ બુદ્ધિગમ્ય વસ્તુ ન્હોય અને જ્ઞાનગમ્યમાં ચમત્કાર હોતા નથી. બુદ્ધિગમ્યમાં જે ચમત્કાર હોય છે, એ તો ઓછી બુદ્ધિવાળાને વધારે બુદ્ધિવાળો ફસાવે છે. એટલે ચમત્કાર વસ્તુ હોય નહીં !

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, આ કંઈક બુદ્ધિથી પર વસ્તુ છે. જે ભલે ચમત્કાર નથી, પણ બુદ્ધિથી પરની કંઈક વસ્તુ છે ?

**દાદાશ્રી :** ના, એ ય નથી. આ ચમત્કાર કરે છે, એ બુદ્ધિથી પરની વસ્તુ યે નથી. બુદ્ધિથી પર એક જ વસ્તુ છે, એ જ્ઞાન છે. એ તો સ્વ-પર પ્રકાશક જ્ઞાન છે અને જ્ઞાનમાં ચમત્કાર હોતો નથી. અને જો ચમત્કાર કહો, તો એ બુદ્ધિમાં ગણાય. પણ બુદ્ધિમાં ય એને ચમત્કાર કહેવાય નહીં.

## આ તો ખુદાઈ ચમત્કાર !!!

એટલે જ્ઞાનમાં ચમત્કાર હોતા નથી. એવું છે, હું તો જ્ઞાની પુરુષ છું પણ મહીં ખુદ ખુદા પ્રગટ થઈ ગયા છે. એ ખુદાઈ ચમત્કાર દેખાડે કે ના દેખાડે, થોડો ઘણો ? ખુદાઈ ચમત્કાર એટલે શું કે પેલાને ગાળો દેવી હોય તોય એનાથી ના દેવાય. અહીં ગળા સુધી શબ્દ આવે, પણ બોલાય નહીં. એવું બને કે ના બને ? એક માણસ અહીં આવેલો, તે ઘેરથી પંપ મારી મારીને

આવેલો કે આજ તો દાદાને જઈને બોલું. તે મને ગાળો દેવા આવેલો. પણ અહીં બેઠોને, તે અહીં ગળેથી શબ્દ ના બોલાય. એ કયો ચમત્કાર કહેવાય ? ખુદાઈ ચમત્કાર ! એવા કેટલાંય ખુદાઈ ચમત્કાર 'જ્ઞાની પુરુષ' પાસે હોય, જેને ચમત્કાર નથી કરવો ત્યાં ચમત્કારો બહુ હોય. છતાં અમે એને ચમત્કાર નથી કહેતા.

**પ્રશ્નકર્તા :** છતાં જે અનુભવ ચમત્કારીરૂપે સ્વપ્નામાં થાય છે, તેને શું કહેવાય ? મારી ભયંકર માંદગીમાં દાદાએ સ્વપ્નામાં આવીને હાર પહેરાવી વિધિ કરાવી. ને બીજે જ દિવસે સવારે ચમત્કારિક રીતે મારું બધું જ દર્દ-બીમારી જતી રહી ને 'નોર્મલ' થઈ જવાયું. એ અનુભવ સત્ય હોય છે ?

**દાદાશ્રી :** આ ચમત્કાર નથી, વાસ્તવિકતા છે. હું રૂબરૂ મળ્યો હોઉં એના જેવું આ સૂક્ષ્મ સ્વરૂપે મળ્યો છું. આ વાસ્તવિકતા છે, આમાં ચમત્કાર કોઈ નથી.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આવું બને એટલે બધાને ચમત્કાર તો લાગે કે નહીં ?

**દાદાશ્રી :** આવું તો હજારો જગ્યાએ બને છે. અને આને હું ચમત્કાર કહું તો લોકો મને બાવો બનાવે કે તમે ચમત્કારી બાવા છો. હું બાવો નથી.

કેટલાંયને 'દાદા' સ્વપ્નામાં આવે છે, વાતોચીતો કરે છે. હવે આ તો કશું મારું કહેલું નથી. 'ધીસ ઈઝ બટ નેચરલ'. જેની જેવી ચિત્તવૃત્તિઓ હોયને, કોઈ ભગવાનને ખોળતી હોય, તો એને એવું બધું દર્શન થાય ! મુસલમાનને ય 'દાદા' ખ્વાબમાં આવે છે, તે મને ખબરે ય નથી હોતી.

**પ્રશ્નકર્તા :** દાદા એમ નથી કહેતા કે હું ચમત્કાર કરું છું, પણ એવા ચમત્કારો થાય છે ને ?

**દાદાશ્રી :** એ થાય છે ને. જગત તો આને ચમત્કાર કહે. પણ આપણે જો ચમત્કાર કહીશું તો જગત વધારે ગાંડું વળશે. એ ચમત્કાર ભાષા જ ઉડાડી મૂકો ! એટલા માટે મેં આ શોધખોળ કરી કે સંડાસ જવાની શક્તિ નથી ને ચમત્કાર શું કરવાના છે ? આવું કહીએ એટલે આ ચમત્કારનું આવું ભૂત

લોકોને પેસી ગયું હોય, તે લોકો આમાંથી નીકળે બહાર !

**પ્રશ્નકર્તા :** આમને જે અનુભવ થયો તે શું ?

**દાદાશ્રી :** મેં કહ્યું હતુંને કે તમારી તૈયારી જોઈએ ?! અહીં બધી જ તૈયારી છૂટી મૂકેલી છે. જેટલું તમારા 'હાર્ટની પ્યૉરિટી', જેટલું તમે બટન દબાવો, એટલું તૈયાર ! એટલે તમારે બટન દબાવવાની વાર છે. બાકી, જગત તો આને ચમત્કાર જ કહે. અમે એ જ કહેવા માગીએ છીએ કે આને જો ચમત્કાર ઠરાવીશું તો જગતને તો આવું જોઈએ જ છે. આપણી મારફત, આપણી સહી માગે છે કે ચમત્કાર થાય કે નહીં તે ! જગત આપણી સહી માંગે છે કે ચમત્કાર ખરી વાત છે કે ખોટી ? ચમત્કાર ખોટી વાત છે.

**પ્રશ્નકર્તા :** પણ આવું થાય છે, દાદા.

**દાદાશ્રી :** આવું બધું બહુ જગ્યાએ થાય છે. એટલે એમને સમજાવી દઉં છું કે 'હા, આવ્યો હતો.' કારણ કે સૂક્ષ્મ શરીર ફર્યા કરે છે, એ હું જોઈ શકું છું. અમેરિકા હઉ જાય છે. હું અમેરિકા હતો ત્યારે અહીં આગળ અમદાવાદના સંઘપતિ રમેશભાઈ, એમને મળસ્કે આવીને વિધિ કરાવી ગયો હતો, એમનો ત્યાં કાગળ આવ્યો હતો કે 'તમે આવીને વિધિ કરાવી ગયા, મારું તો કલ્યાણ થઈ ગયું !' એવાં તો ઘણાં લોકોના આપણે ત્યાં કાગળો આવે છે. આવું તો વારેઘડીએ થયા કરે. પણ આપણે ચમત્કાર કહીએ તો આનાથી ઊંધો અર્થ વધારે ફેલાય. તો પેલા નબળા લોકો આનો વધારે લાભ ઉઠાવશે. એટલે આપણે જ ચમત્કારને ઉડાડી મૂકોને અહીંથી જ ! જેને બદલો જોઈતો હોય તે બોલે, કબૂલ કરે કે હા ભાઈ, ચમત્કાર છે મારો (!). આપણે કંઈ બદલા જોઈતા નથી. એટલે આ ઉડાડી મૂકો. આ ચમત્કાર નથી.

## આ તો અમારું યશનામ કર્મ

હવે એ ચમત્કાર કહેવાતો હોય તો એવા આપણે ત્યાં રોજ સો-સો, બસ્સો-બસ્સો ચમત્કાર થાય છે. આગળના સંતોએ દસ ચમત્કાર કર્યા હોય, તેના એ લોકો મોટું પુસ્તક રચીને મોટા દેખાવ કરે છે. એવું અહીં તો રોજ બસ્સો-બસ્સો ચમત્કાર થાય છે નર્યા !

કોઈ કહે છે, 'ઘેર મારા ભાઈને તાવ બહુ રહે છે, આજ પંદર- વીસ દહાડાથી ઉતરતો નથી.' મારી એક માળા એને આપું છું ને, તે બીજે દહાડે કાગળ આવે છે કે તાવ બિલકુલ જતો રહ્યો છે. માળા પહેરતાંની સાથે જ જતો રહ્યો છે. એવા બધા ઘણાં 'કેસો' આવાં બને છે. આ તો અમારું યશનામ કર્મ છે. અને પેલાં સંતોને ય જે ચમત્કાર કરે છે ને, તેય યશનામ કર્મ હોય છે.

પહેલાં તો આપણે અહીં ફૂલોના હાર પહેરાવતા હતા. ત્યારે પાંચ-પચ્ચીસ હાર હોય, તે કોઈ માણસ અહીંથી લઈને જાય અને પછી દવાખાનામાં જઈને ત્યાં દર્દીઓને પહેરાવતા હતા અને એને કહેશે, '*દાદા ભગવાનના અસીમ જય જયકાર હો*' બોલો. તે સવારમાં ડૉક્ટર કહે કે 'આ દર્દીઓને ફેરફાર કેમ કરીને થયો ?'

**પ્રશ્નકર્તા :** છતાં એ ચમત્કાર જેવું નથી, એવું આપ કહો છો ?

**દાદાશ્રી :** હા, ચમત્કાર કર્યો એવું આપણે નથી કહેતા અને આ જે સાંભળ્યુંને, એનાં કરતાં ય ઘણાં મોટા થયેલા છે, જગત આફરીન થઈ જાય એવાં થયા છે, પણ તે જો ચમત્કાર કહેશો તો બીજાનાં ચમત્કાર ચાલુ રહેશે. એટલે હું એ ચમત્કાર તોડવા માટે આવ્યો છું. ખરી રીતે હકીકતમાં, વાસ્તવિકતામાં એ ચમત્કાર છે જ નહીં.

આ અમારો ફોટો ય બહુ કામ કરે છે. એટલે લોકોને અમે છેવટે ફોટા આપીએ છીએ. કારણ કે આટલું જો કામ નહીં કરે તો આ 'વાસણો' અજવાળી શકાય એવાં નથી. એટલા બધા વાસણો ખરડાઈ ગયા છે કે અજવાળી શકાય એવું નથી. એટલે આ કુદરત એની પાછળ કામ કરી રહી છે. બધું થઈ રહ્યું છે, ચમત્કાર નથી આ ! આવાં આવાં તો રોજ કેટલાંય કાગળો આવે છે કે 'દાદા, તે દહાડે તમે કહ્યું હતું કે જા, તને નોકરી મળી જશે, તે મને નોકરી મળી ગઈ !' આ બધું કુદરત કરે છે !

તે મને બધા બહુ જણા કહેવા આવે છે કે 'દાદા, તમે જ આ બધું કર્યું. આ ચમત્કાર તમે જ કર્યા.' ત્યારે મેં કહ્યું, 'ભઈ, હું તો ચમત્કારી નથી. હું કંઈ જાદુગર નથી અને આવું કંઈ હું કરી શકું એમ છું નહીં.' ત્યારે કહે

છે, 'આ કર્યું કોણે ?' આ તો એવું છેને, દાદા યશનામ કર્મ પોતાનું લઈને આવ્યા છે, એટલે દાદાનો યશ બોલાય છે અને એ યશનામ કર્મ તમારું સારું કરે. તમારું નિમિત્ત હોય એમાં, એમાં મારું શું ? હું કર્તા ન્હોય ને એમાં ? એટલે હું ક્યાં આવો માલ ખાઈ જાઉં ? આ લોકો તો વગર કામનાં જશ આપતાં આવે છે અને પેલાં જશ ખાનારાં બધાં જશ ખાયા કરે છે. લોક તો જશનાં ભૂખ્યા હોય, તે ખાયા કરે. આ સંતપુરુષો ય ખઈ જાય છે પણ તે એમને પચતું નથી બિચારાને, ઊલટાં વધારે ભટકે છે !

સહુ સહુનાં જે યશનામ કર્મ હોયને, એટલે જશ એમને મળે. જે કંઈકે ય સંત થયો હોય, એને થોડું યશનામ કર્મ હોય અને અમારે યશનામ કર્મ મોટું ! મને તો સંસારી દશામાં ય જશ હતો. અમથો હાથ અડાડું ને તોય પેલાને રૂપિયા રૂપિયા થઈ જાય. પણ મારે ઘેર રૂપિયો ના આવે ફક્ત ! અને મારે એ રૂપિયાની જરૂરિયાતે ય નથી. જરૂરિયાત હતી ત્યારે આવ્યા નહીં. હવે જરૂરિયાત નથી ત્યારે આવવા તૈયાર છે. ત્યારે મેં કહ્યું, 'જાવ, હીરાબાને ત્યાં, અમારે હવે શી જરૂર ?'

એટલે આ મેં કર્યું નથી. આ તો અમારું યશનામ કર્મ જે છે, તે આ નામકર્મ જ બધું તમને ફળ આપે છે અને એને લોકો ચમત્કાર માને, એવું શીખવાડ્યું ! ચમત્કાર એ બની શકે નહીં. હું એક બાજુ એવું યે કહું છું કે વર્લ્ડમાં કોઈને સંડાસ જવાની શક્તિ નથી, તો ચમત્કાર શી રીતે કરે ?

ઘણાં માણસો પછી આવીને કહે છે, 'દાદાજી, હું આમ ફસાયો છું. તે મારો કંઈક ઉકેલ લાવી આપોને.' તે હું વિધિ કરું પછી એ છૂટી ગયેલા હોય છે. માટે કંઈ એ મેં કર્યું ? ના. હું નિમિત્ત હતો આમાં. આ યશનામકર્મ હતું મારું !

એક માણસે કરોડ રૂપિયાનો મારી જોડે સોદો કર્યો. કહે છે, 'મારી કરોડ રૂપિયાની મિલકત બધી ફસાઈ ગઈ છે ને મારી પાસે આજ 'મેઈન્ટેનન્સ' કરવાના પૈસા નથી.' એટલે બધા કહે છે, આને કંઈ વિધિ કરી આપોને, બિચારાને કંઈ મિલકત વેચાય. એને મિલકત ત્રણ-ત્રણ વર્ષથી વેચવી હતી, તે વેચાતી ન હતી. તે વિધિ કરી આપી, પછી મહિનાની અંદર સીત્તેર લાખની

વેચાઈ. મેં કહ્યું, 'પેલી ફેકટરીમાં સત્યનારાયણની કથા કરાવડાવો અને પેલી ફેકટરીમાં જૈનોની પૂજા ભણાવો.' એ પછી મને કહે છે, 'દાદાજી, ત્રીસ લાખની બાકી છે, કંઈ કરોને !' હું સમજી ગયો કે આ માણસની જોડે સોદો ભૂલથી થયો છે. આ માણસ ભગવાનનો ઉપકાર માને તો બહુ થઈ ગયું. મારે કંઈ તારી પાસે લેવું નથી. તું ભગવાનનો ઉપકાર માને કે ઓહો, ભગવાનના પ્રતાપે હું છૂટ્યો, એટલું કરે તોય સારું. અને જો હું કરતો હોઉં તો દલાલી રાખું નહીં ? તે એમ ના કહું કે આટલા ટકા મૂકી જવા, જો સફળ થાય તો ? એટલે અમે બંધ કરી દીધો એ વેપાર. કામ કરવાનું ને ના કરવાનું બંને બંધ કરી દીધાંને !

**પ્રશ્નકર્તા :** આત્માની વાત તો ચાલુ જ છે ને !

**દાદાશ્રી :** એ આત્માની વાત તો આમાં કશું લેવાય નહીં. આનો બદલો જ ના હોય અને આનો બદલો આપવાનો હોય તો આ વાત ફળે જ નહીં.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાનમાં લેવાની વાત જ નથી. આપવાની જ વાત છેને એમાં તો ?

**દાદાશ્રી :** હા. બસ. કારણ કે એ તો બદલામાં શું તમે આપો ? પુદ્ગલ આપશો. બીજું શું આપશો ? અને આની કિંમત જો પુદ્ગલ હોય તો પછી આત્મા જ નથી એ. અમૂલ્ય ચીજની 'વેલ્યુ' ના હોય !

## મારે જ ફાકી ફાકવી પડે ત્યાં...

અહીં એક ભાઈ આવે છે. એમનાં ફાધર ૭૮ વર્ષના હતા. તે અમારા ગામનાં હતા. હું ત્યાં આગળ એમને દર્શન આપવા જતો હતો, એમને ઘેર. એમણે ફાધરને કહ્યું કે, 'આજ દાદા દર્શન આપવા આવવાના છે.' ૭૮ વર્ષના માણસને શી રીતે અહીં લવાય ? પણ એમણે શું કર્યું ? ઘરમાંથી બહાર નીકળી અને રોડ ઉપર બેઠા. પછી હું ત્યાં ગયો ત્યારે મેં પૂછ્યું કે, 'આવું આ રોડ ઉપર બેસો, સારું દેખાય આ બધું ? શું ફાયદો આમાં ? એ કહો. ત્યારે એ કહે, અહીં નીચે બે મિનિટ વહેલાં દર્શન થાયને ! ઘરમાં તો તમે આવો ત્યાર પછી દર્શન થાયને ! પણ મેં કહ્યું, નીચે ધૂળ....? ત્યારે કહે, 'ભલે ધૂળ, અનંત

અવતાર ધૂળમાં જ ગયાં છેને અમારાં ! હવે આ એક અવતાર તમે મળ્યા છો તો નિવેડો લાવવા દોને!' ત્યારે મેં કહ્યું, 'સારું ને !' હું હસ્યો. તે એ પગમાં ચોંટી પડ્યા, દર્શન કરવા. મેં ઉપરથી આમ કર્યું, ધન્ય છે, એવું કહેવા માટે પીઠ થાબડી. તો બાર વર્ષથી એમને કેડનો જબરજસ્ત દુખાવો હતો, તે બીજે દહાડે 'સ્ટોપ'!

એટલે પછી એમણે શું કર્યું ? આખા ગામમાં કહી વળ્યા કે, 'દાદા ભગવાને મને બાર વર્ષથી દુખાવો નહોતો મટતો, આટલી આટલી દવાઓ કરી પણ એક જ ધબ્બો મારતાની સાથે દુઃખ ખલાસ થઈ ગયું.' એટલે ગામના લોકોમાં ૧૦-૨૦ માણસો હતાંને, જે દુઃખથી કંટાળેલાં, તે બધા મારે ત્યાં પધાર્યાં ! મને કહે છે, 'આપે આમને કંઈ એવું કર્યું, તો અમને કંઈ કરો.' પછી મેં એમને બધાને સમજણ પાડી કે મારે સંડાસ નથી ઊતરતું ત્યારે ફાકી લેવી પડે છે. કોઈક ફેરો બંધકોશ થયો હોય તો મારે ફાકી લેવી પડે છે એ તમે સમજી જાવને ! મારાથી કશું થાય એવું નથી, આ બધું ! એ તો 'વા વાયાથી નળિયું ખસ્યું, ને તે દેખીને કૂતરું ભસ્યું, કોઈ કહે મેં દીઠો ચોર, ને ત્યાં થયો શોર બકોર !' એનું નામ સંસાર. આ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે, આ ચમત્કાર નથી.

તે મને તરત જડ્યું. એટલે મેં કહી દીધું કે ફાકી ફાકું છું ત્યારે મને સંડાસ થાય છે. મને થયું કે હવે કંઈક ખોળી કાઢો, નહીં તો આ તો રોજ વળગણ ઊભું થશે. અને વેપાર ક્યાં હતો અને કયો વેપાર શરૂ થશે !

**પ્રશ્નકર્તા :** આ વાતમાં પછી આત્મા ભૂલાઈ જાયને ?

**દાદાશ્રી :** હા, આત્મા ભૂલી જાય ને આ બીજા લોકો તો આપણા બધાને તો પેસવા જ ના દેને ! પેલાં લોકો જ બધાં આવીને બેસી ગયા હોય અને આ મિલમાલિકો મને અહીંથી ઉઠાવી જાય. આ પૈસાવાળા લોક ભાંગફોડ કરે, ચાહે સો કરે. મારી આજુબાજુના માણસોને ગમે તેમ કરીને પણ અહીંથી ઉઠાવે મને. એક જણ મને કહેતો હતો, 'દાદા, તમને હરણ કરી જઈશું.' મેં કહ્યું, 'હા, જગત છે આ તો !'

## અમે જાદુગર નથી

એટલે અત્યારે આપણે ત્યાં આવાં રોજના કેટલાંય ચમત્કાર થાય છે. પણ બધાને હું કહું છું કે દાદા ચમત્કાર કરતા નથી. દાદા જાદુગર નથી. આ તો અમારું યશનામ કર્મ છે. એટલે એટલો બધો યશ છે કે હાથ અડીએ ને તમારું કામ થઈ જાય.

આપણે ત્યાં એક જ્ઞાન લીધેલો મહાત્મા છે. એની સાસુ ટાટા કેન્સરની હોસ્પિટલમાં હતી. તે એની સાસુને એ હોસ્પિટલવાળાએ રજા આપી કે હવે બે-ત્રણ દિવસમાં આ કેસ 'ફેઈલ' થવાનો છે, માટે બે-ત્રણ દહાડામાં તમે ઘેર લઈ જાવ. એટલે એ માણસનાં મનમાં એમ થયું કે, 'દાદા અહીંયા મુંબઈમાં જ છે, તો મારી સાસુને દર્શન કરાવી દેવડાવું. પછી અહીંથી તેડી જઉં.' એટલે મને આવીને ત્યાં કહેવા માંડ્યા કે, 'મારા સાસુ છેને, એમને દર્શન જો અપાય તો બહુ સારી વાત છે.' મેં કહ્યું, 'ચાલો, હું આવું છું.' એટલે હું ત્યાં ટાટા હોસ્પિટલમાં ગયો. પેલાએ કહ્યું, 'દાદા ભગવાન આવ્યા.' એટલે તે બઈ તો બેઠી થઈ ગઈ. અને કોઈના મનમાં ય આશા નહીં, તે ચાર વર્ષ જીવી પછી. એ ડૉક્ટરોએ ય નોંધ કરી કે આ દાદા ભગવાન કોઈ આવ્યા ને નહીં જાણે શું યે કર્યું ! પણ મેં કશું ય કર્યું નથી. ખાલી પગે વિધિ કરાવેલી ! એવું વડોદરાની મોટી હોસ્પિટલવાળાએ ય નોંધ કરી છે કે 'દાદા ભગવાન'થી આટલા કેસમાં ફેરફાર થઈ ગયાં છે.

પછી ત્રણ જણે તો અમને એવી ખબર આપી હતી કે પ્લેન હાલ્યું કે અમે 'દાદા ભગવાનનાં અસીમ જય જયકાર હો' બોલવા માંડ્યા. મહીં લોક હો હો થઈ ગયું. પણ અમે 'દાદા ભગવાનના અસીમ જય જયકાર હો' બોલ્યા કે પ્લેન રેગ્યુલર થઈ ગયું !

## અહીં સંસાર મુક્ત, યુક્ત નહીં

આવાં અમારે કેટલાંય બધા ચમત્કાર થાય છે, તોય અમે એને ચમત્કાર નથી કહેતા. લોકો મને આવીને કહે છે, 'દાદા, આ તમે ચમત્કાર કર્યો. મને આવો લાભ થઈ ગયો.' મેં કહ્યું, 'ન્હોય આ ચમત્કાર.' બાકી આપણે ત્યાં તો આવાં પાર વગરનાં ચમત્કાર થાય છે, કંઈ થોડા ઘણાં થાય છે ? પણ

એ શું છે ? આ તો મારું યશનામકર્મ છે. એટલે મારો હાથ અડ્યો કે તમારું કલ્યાણ થઈ જાય ને તમે મને જશ આપ્યા કરો કે આ બધું દાદાએ કર્યું. પણ તેમાં મારું શું ? આ તો યશનામકર્મે કર્યું છે ! કોણે કર્યું ?

**પ્રશ્નકર્તા :** છતાં દાદાએ કર્યું કહેવાય ને ?

**દાદાશ્રી :** ના, દાદાએ નહીં, યશનામકર્મ જે છેને, એ કર્મ હોય છે. કર્મ જુદાં ને આપણે જુદાં. તે કર્મ આપણને ફળ આપે. તે આ યશનામકર્મ બહુ ભારે હોય એટલે અમને જે ને તે જશ જ આપ્યા કરે.

આટલી તમને ખાતરી છે કે જૈન શાસ્ત્રકારોએ નામકર્મમાં યશનામકર્મ ને અપયશનામકર્મ લખ્યું છે ? કેટલાંક માણસો એવા હોય કે કામ કરે તોય અપજશ મળે એવું તમારા સાંભળવામાં આવ્યું છે ? એ શું કારણથી ? અપયશનામકર્મ હોય છે, તેને અપયશનું ફળ મળ્યા કરે. તો એ સારું કામ કરે તોય અપયશનું ફળ મળ્યા કરે. એટલે અપયશ બાંધેલો છે એણે અને હું નથી કરતો તોય આ યશ મળે છે, તેનું શું કારણ ? યશનામકર્મને લઈને છે.

હું ઘણાને કહું છું કે, આ જ્ઞાન થતાં પહેલાં કહેતો હતો, સંસારિક બાબતોમાં યશ મળ્યા કરે. હું કહું કે, 'ભઈ, આમાં હું પડ્યો નથી, મેં કંઈ કર્યું નથી, હું જાણતોય નથી અને આ બીજા કોઈએ કર્યું હોય, માટે આ યશ બીજાને આપી આવો.' કારણ કે હું જાણું કે તમારો જશ હોય તે મને આપી જાય, તો તમને લુખ્ખા રાખેને ? કર્યું હોય તમે અને જશ મને આપી જાય. તમારા મનમાં કેવી આશા હોય ? કે આ માણસ મને જશેય આપતો નથી. એટલે હું શું કહું પેલાને 'કે આ બીજા કોઈએ કરેલું છે, માટે ત્યાં જઈને આપી આવો.' તોય કહેશે, 'ના, ના, તમારા વગર તો હોય જ નહીં. તમે તો જ્યારે હોય ત્યારે આવું જ બોલો છો ને !' એટલે મને ને મને પધરાવી જાય પાછું. ગમ્મે તેમ એ પોટલું નાખીને જતો રહે, હવે એનું શું થાય ? હવે હું શું કરું ? આનો તો ઉપાય ખોળવો પડે ને ? પછી હું સમજી ગયો કે આ યશનામ કર્મ છે.

**પ્રશ્નકર્તા :** પછી એ પોટલાનું તમે શું કરો ?

**દાદાશ્રી :** કશું નહીં. અમે આમ વિધિ કરીને એને પાછું ફેંકી દઈએ.

કારણ કે એ અમે રાખીએ નહીં અને અમે કર્યું હોય તોય અમે ના રાખીએ ને ! કારણ કે અમે કર્તા જ નહીં, નિમિત્ત છીએ ખાલી. શું છીએ ? નિમિત્ત. આ હાથ અડ્યો માટે કંઈ, 'હું' હાથે ય નથી ને પગે ય નથી, આ તારા કર્મનો ઉદય આવ્યો છે ને મારો હાથ અડ્યો. તારું મટવાનું ને મારો હાથ અડ્યો. કારણ કે જશ મને મળવાનો એટલો જ કે દાદાએ મટાડ્યું આ. એ બધો જશ મળે ! ત્યારે મને કહે છે કે, 'તમે કરો છો તે ?' મેં કહ્યું કે, આ બધું યશનામ કર્મ જ છે. એ મેં ખુલ્લું કર્યું આ. જે અત્યાર સુધી લોકો ખુલ્લું નહોતા કરતાં 'આ મારું યશનામ કર્મ છે', લોક એવું નથી કહેતા. તે ઘડીએ લોકોને ઠીક મઝા આવે છે, મહીં જરા ટેસ્ટ પડે છે. 'તમે મારું મટાડ્યું' સાંભળે, તે ઘડીએ એમને ટેસ્ટ પડે છે, એટલે એ ટેસ્ટ છોડતાં નથી. ત્યારે આ ટેસ્ટ ના છોડે તો પેલો મોક્ષ રહી જાય ! અહીં રસ્તામાં જ મુકામ કર્યો એટલે પેલો ધ્યેય રહી જાય ને !!

આ તો મારો હાથ અડ્યો કે એને કામ થઈ જ જાય. એટલે પેલો એમ જાણે કે દાદાએ કર્યું આ. દાદા એવા કંઈ નવરા નથી, આવું બધું કરવા સારું. દાદા તો એ પોતે જે સુખ ચાખી રહ્યા છે એ સુખ તમને આપવા આવ્યા છે અને સંસારથી મુક્તિ આપવા આવ્યા છે. પોતે મુક્ત થઈને બેઠેલા છે. સંપૂર્ણ પ્રકારે મુક્ત થઈને બેઠેલા છે એ આપે, બીજું કશું આપે-કરે નહીં !

## આ રહસ્ય રહ્યું વણઉકલ્યું

અને આપણે ત્યાં તો એવું યે બને છેને કે તમારા જેવા ભણેલા માણસ, બધી રીતે વિચારશીલ તેય આવીને મને કહે છે, 'કાલ બપોરે સાડા ત્રણ વાગે તમે મારે ત્યાં આવ્યા હતા. અને પછી સાડા ચાર સુધી મારે ત્યાં બેઠા. જે વાતચીત કરી છે, એ મેં બધી નોંધી લીધેલ છે. પછી તમે નીકળ્યા પાછાં તે વાત ખરી છે ?' મેં કહ્યું, 'ખરી છે !' તે પછી મારે હા પાડવી પડે છે અને હું તો ગયો જ ના હોઉં, ધોળે દહાડે. પછી હું પૂછું, 'શું બોલ્યા હતા એ મને કહે.' તે પછી કહેશે, 'આ બોલેલા.' તે મારા શબ્દો જ દેખાડે.

**પ્રશ્નકર્તા :** પણ એ સૂક્ષ્મ શરીરની વાત છેને, ક્યાં આ સ્થૂળ શરીરની વાત છે ?

**દાદાશ્રી :** નહીં, એને આ સ્થૂળ શરીર દેખાય છે. આ તો મારા ય માન્યામાં નથી આવતી. એ વાતો એવી એવી આવે છે, મારા નામથી કોઈ દેવ ફરે છે કે શું ફરે છે, એ ખબર જ પડતી નથી. કારણ કે દેવનો વૈક્રિય સ્વભાવ, જેવો દેહ ધારણ કરવો હોય તે થાય. દાદાના જેવો દેહ ધારણ કરે, વાતચીત એવી કરે, બધું જ કરે. છતાં ય એમાં મેં કશું કરેલું હોતું નથી.

એટલે ધોળે દહાડે આ વાતોચીતો કરે. હવે હું જાણતો હોઉં કે હું ત્યાં આગળ નથી ગયો. પણ 'દાદા ભગવાન' ત્યાં જાય છે એ વાત ચોક્કસ !

**પ્રશ્નકર્તા :** અને 'જ્ઞાની પુરુષ' જાણતાં નથી, એ ચોક્કસ ?

**દાદાશ્રી :** હું જાણતો નથી, એ ય ચોક્કસ અને 'એ' ફરે છે તેય ચોક્કસ, એ ય હું જાણું છું.

અને ત્યાં અમેરિકાવાળા કહે છેને, 'આજે મને ત્રણ વખત વિધિ કરાવી ગયા.' એવું કહે છે ય ખરાં એ મને અને એનો ફોને ય આવે છે કે આજે રાત્રે 'દાદા ભગવાન' આવીને ત્રણ વખત એને વિધિ કરાવી ગયા ! એટલે આ તો મોટી અજાયબી છે ! છતાં આમાં નામેય ચમત્કાર નથી.

**પ્રશ્નકર્તા :** પણ અમને આશ્ચર્ય તો થાય જ ને ?

**દાદાશ્રી :** એ આશ્ચર્ય લાગે, પણ હું એમાં એ ચમત્કાર તરીકે સ્વીકારતો નથી.

એટલે કંઈક છે આની પાછળ, સમજાય નહીં એવું રહસ્ય છે. બુદ્ધિગમ્ય રહસ્ય નથી, પણ સમજાય નહીં એવું રહસ્ય છે આ. પણ આને ચમત્કાર હું ના કહેવા દઉં. ચમત્કાર કહે તો હું જાદુગર ઠર્યો. અને હું કંઈ જાદુગર ઓછો છું ? હું તો 'જ્ઞાની પુરુષ' છું. અને સંડાસ જવાની શક્તિ પણ મારામાં નથી. એ 'દાદા ભગવાન' કંઈક રહસ્ય છે, એ વાત ચોક્કસ.

એક બેન પોસ્ટ ઓફિસ પોતે રાખે છે. તે સવારે એની પોસ્ટ ઓફિસમાં ગઈ ત્યારે બે લૂંટારુંઓ મહીં પેસેલા. બેન ગઈ એટલે એ બેનને અને એની છોડી, વીસ વર્ષની એ બન્નેને બાંધી દીધા અને કહે છે, હવે કૂંચી આપ. ત્યારે

આ બેન શું કહેતી હતી ?

**પ્રશ્નકર્તા :** એણે બધું આપી દીધું અને પછી એકદમ બેસી ગઈ. 'હવે તો શું બનવાનું છે એ મને ખબર નથી. હવે 'દાદા ભગવાન' જે કરે એ ખરું,' એમ કરીને બેસી. પેલી બાજુ વીસ વર્ષની જુવાન છોકરી પણ કહે, 'મને કોઈ જાતનો ભય નહીં, કશું જ નહીં અને દાદા મને હાજર થયા. મને દાદાનો સાક્ષાત્કાર થયો.'

**દાદાશ્રી :** અહીં આવીને મને કહે છે, આખી દુનિયામાં કોઈને સાક્ષાત્કાર થવાનો હશે તો થશે પણ મને તો ત્યાં સાક્ષાત્કાર થયો, જાતે રૂબરૂ જોયા અને તે કહેવા અહીં આવી હતી.

**પ્રશ્નકર્તા :** પછી એ કહે છે, દાદાની બે આંખોમાંથી લાઈટ મારી આંખમાં આવે, દાદાની આંખમાં નર્યું લાઈટ મારે ! તે કેટલો ટાઈમ થયો એ મને ખબર નથી પણ આખું જગત વિસ્મૃત. છતાંય હું ક્યાં છું, શું છું, એ બધું મને ખબર. હું બેભાન નહોતી અને થોડીવાર પછી પેલા આવીને કહે છે, આ ચાવી લાગતી નથી. બીજી ચાવી લાવ, કાઢ. એટલે પેલી બેને આંખ ખોલી. તો કહે, 'જે લાઈટ દાદાના આંખમાંથી મારી આંખમાં આવતું હતું, એ જ લાઈટ મેં એની આંખમાં જતા જોયું. પેલા લોકો ગભરાઈ ગયા. એ લોકોએ બુકાની બાંધેલી, ખાલી બે આંખો જ દેખાય અને કહે છે, ખબર નહીં, એકદમ એમનામાં 'ચેન્જ' થઈ ગયો. પેલી બેને કહ્યું, 'જો ભઈ, આ તો ટાઈમ લોક છે. મારી પાસે બીજું કશું છે નહીં. હું તો કશું જાણતી નથી. આ જે છે તે આ જ છે.' હું જે કહેતી ગઈ, એ બધું 'એક્સેપ્ટ' કરતા ગયા. તે વખતે પોસ્ટ ઓફિસમાં દસ લાખ પાઉન્ડ પડ્યા હતા. દસ લાખ પાઉન્ડની મત્તા ચોખ્ખી, પોસ્ટમાં તો બધા લોકો મૂકેને ! અને આઠ-દસ હજાર પાઉન્ડ તો 'ડ્રોઅર' ખોલેને તો બહાર જ પડ્યા હતા. પણ પેલી બેન કહે છે, 'મેં કહ્યું કે કશું જ નથી.' એટલે બીજા 'ડ્રોઅર'માં ફક્ત સવાસો પાઉન્ડ હતા, તે લઈને જતા રહ્યા. તે સમાચાર આઠ-દસ દિવસ સુધી લંડનના પેપરોમાં હેડલાઈન્સમાં આવેલા.

**દાદાશ્રી :** તે બધા પેપરવાળાએ આ છાપ છાપ કર્યું !

## 'દાદા ભગવાન' તો રહે નિર્લેપ

આ 'દાદા ભગવાન'નું નામ લે છેને, એમનાં હરેક કાર્યો સફળ થયેલાં છે. આમાં જશનો હું ભાગીદાર છું. આ મારું યશનામકર્મ છે. આવું યશનામકર્મ કોઈકને જ હોય. બાકી સંસારી યશનામકર્મ હોય, તે આ ફલાણું લગ્ન કરવું હતું, તે થઈ ગયું. એટલે એ એક જાતનું યશનામકર્મ છે. એવું મને આ બાબતનું યશનામકર્મ છે. એટલે 'દાદા ભગવાન' 'મને' આ મારું યશનામકર્મ પૂરું કરાવડાવે છે. તે એક, બે નહીં, આથી તો મોટી મોટી બાબતો લાવેલા. ઘણાં દાખલા જોયા. તેને આ લોકો શું કહે છે, 'તમે ચમત્કાર કરો છો ?' મેં કહ્યું, 'ના, ચમત્કાર માણસ કરી શકે જ નહીં. માણસને બુદ્ધિથી એમ લાગે કે આ ચમત્કાર કરે છે. પણ શાસ્ત્ર જો સમજતો હોય તો યશનામ એ એક નામકર્મ છે.

એટલે આ 'દાદા ભગવાન'નું કામ છે ને યશફળ મને મળ્યા કરે છે. 'એમને' યશ જોઈતો નથી ને યશનામ કર્મ તો 'મારું'ને !

**પ્રશ્નકર્તા :** 'દાદા ભગવાન'ને તો શેનો યશ હોય, એ તો નિર્લેપ છે ને ?!

**દાદાશ્રી :** 'એમને' હોય જ નહીં. 'એમને' એ આઠેય કર્મ હોય નહીં. આઠ કર્મ બધાં મારા છે. જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અંતરાય, નામ, ગોત્ર, વેદનીય, આયુષ્ય એ આઠેય કર્મો 'મારા.'

**પ્રશ્નકર્તા :** તે 'મારા' એટલે કોના ?

**દાદાશ્રી :** આ 'જ્ઞાની પુરુષ'નાં જ ને !

## અક્રમ વિજ્ઞાન એ સિદ્ધિનું ફળ

**પ્રશ્નકર્તા :** ઘણી વખત મને એમ થયા કરે કે 'દાદા' આ જ્ઞાન આપે છે ત્યારે એક જ કલાકમાં પોતાના સ્વ-પદમાં મૂકી દે છે, એને શું કહેવું ?

**દાદાશ્રી :** એ ચમત્કાર નથી.

**પ્રશ્નકર્તા :** એ તો વચનબળ કહેવાય ?

**દાદાશ્રી :** નહીં, એ સિદ્ધિ છે. એને ચમત્કાર ના ગણાય. ચમત્કાર તો બીજો ન કરી શકે અને આ મારા જેવો બીજો કોઈ અક્રમ વિજ્ઞાની હોય તો કરી શકે. જેટલી સિદ્ધતા પ્રાપ્ત કરી છે એટલું કરી શકે.

આ અહીં જે થાય છેને, આવાં ચમત્કાર જ ના હોયને, એક માણસને મોક્ષ આપવો એ કંઈ જેવી તેવી વાત છે ! અરે, ચિંતારહિત એક માણસને બનાવવો એ પણ કંઈ જેવી તેવી વાત છે ! આ બધે તો ઘડીવાર સત્સંગ કરીને ગયો હોય, ને પાછો બહાર જાય તો ચિંતા ને ચિંતા. હતો તેવો ને તેવો જ. અને અહીં તો કાયમ ચિંતામુક્ત જ થઈ જાય છેને ! છતાં એ ચમત્કાર નથી, 'સાયન્સ' છે !

અમારા ભત્રીજાના દિકરા શું કહેતા હતા કે દાદાને દેખતાં જ આત્મા ઠરી જાય છે. તમને દેખતાં જ દાદા, મારો આત્મા ઠર્યા વગર કોઈ ક્ષણ રહેતો નથી. તો આ એક ખાલી મોતી દેખીને આંખ ઠરે છે, તેટલાં માટે તો મોતીની કિંમત આંકી છે, તો 'દાદા તમને દેખતાં જ મારો આત્મા ઠરે છે' આવી જેને સમજણ હોયને, તે આ બીજા ચમત્કાર ખોળતા હશે ?

એટલે આ ભાઈ કહે છે કે આ 'દાદા', મોટા મોટા ચમત્કાર કરે છે. એ જો જોતાં આવડે તો બહુ મોટો ચમત્કાર છે. 'વર્લ્ડ'માં ના બન્યું હોય એવાં 'દાદા'નાં ચમત્કારો છે પણ જોતાં આવડવું જોઈએ.

## ઇન્સિડન્ટ એન્ડ એક્સિડન્ટ

**પ્રશ્નકર્તા :** સાધારણ માનવીને પણ ઘણીવાર જીવનમાં ચમત્કારિક અનુભવો થાય છે, તે શું હશે ?

**દાદાશ્રી :** જગતમાં લોકો જેને ચમત્કાર કહે છે અગર તો આ દુનિયામાં ચમત્કાર એટલે 'અચાનક બની ગયું' કહેશે એટલે 'એક્સિડન્ટ' કહે છે અગર તો ચમત્કાર કહે છે. પણ 'એન ઈન્સિડન્ટ હેઝ સો મેની કોઝિઝ એન્ડ એન એક્સિડન્ટ હેઝ ટુ મેની કોઝિઝ !' એટલે અચાનક તો કશું બનતું

જ નથી ને ! બની ગયું એ બધું પહેલાંનું 'રીહર્સલ' થયેલું છે. પહેલું 'રીહર્સલ' થઈ ગયેલું છે, તે જ આ વસ્તુ છે. જેમ નાટકમાં 'રીહર્સલ' પહેલું કરી ને પછી નાટક ભજવવા મોકલે છે. એવી રીતે આ જગત આખાનું, જીવમાત્રનું 'રીહર્સલ' પહેલું થઈ ગયેલું છે ને ત્યાર પછી આ બને છે. એટલે હું કહું છું કે ભડક રાખવા જેવું નથી. કારણ કે જે બનવાનું છે. એમાં ફેરફાર થઈ શકે નહીં. નાટક ગોઠવાઈ ગયેલું છે આ !

**પ્રશ્નકર્તા :** તો એ નાટકનો 'ડાયરેક્ટર' કોણ ?

**દાદાશ્રી :** આ 'ઓટોમેટિકલી' જ થઈ જાય છે. આ સૂર્ય એકનો એક જ દેખાય છે પણ સૂર્ય તો બદલાયા જ કરે છે. એનું આયુષ્ય પૂરું થયું કે ચ્યવી જાય ને બીજા મહીં આવી જાય. એટલે એ મહીંથી બદલાઈ જવાના અને આ બિંબ એનું એ જ રહેવાનું. એવું 'રેગ્યુલર' ગોઠવાયેલું છે આ જગત. બિલકુલ 'રેગ્યુલર' ગોઠવાયેલું છે. કોઈને કશું કરવું પડે એવું નથી. જો ભગવાન કર્તા થયા હોત તો એ બંધનમાં આવત.

આ દુનિયામાં બે ચીજ નથી, એ બે ચીજ ગાડરિયા પ્રવાહ માટે છે. જેને લોક કહે છેને કે 'એક્સિડન્ટ' થયો તો એવી વસ્તુ જ નથી, એ ગાડરિયા પ્રવાહ માટે છે. વિચારવંતને 'એક્સિડન્ટ' હોય જ નહીં ને ! અને એક ચમત્કાર એય ગાડરિયા પ્રવાહ માને, વિચારવંત ના માને.

'એન ઈન્સિડન્ટ હેઝ સો મેની કોઝિઝ, એન એક્સિડન્ટ હેઝ ટુ મેની કોઝિઝ !' એવી રીતે આ ચમત્કારમાં યે 'સો મેની કોઝિઝ'વાળું છે. કારણ કે 'કોઝિઝ' વગર કોઈ કાર્ય થાય નહીં, તો ચમત્કાર 'કોઝિઝ' સિવાય થયું શી રીતે ? એ કહે ? એનું 'બેઝમેન્ટ' જોઈએ !

એટલે આ ચમત્કાર છે, તે જો આમ જ હોય તો એનું 'કોઝ' શું ? એ કહો. 'કોઝ' વગર વસ્તુ હોય નહીં અને જે થઈ રહ્યું છે, ચમત્કાર થઈ રહ્યા છે, એ તો પરિણામ છે. તો એનું 'કોઝ' કહે, તું ?! એટલે આ તો માબાપ વગરનો છોકરો ઠરશે ! એટલે લોક બધું બુદ્ધિશાળી સમજી જશે કે આ માબાપ વગરનો છોકરો હોય નહીં, તે આણે માબાપ વગરનો છોકરો ઊભો કર્યો છે !

**પ્રશ્નકર્તા :** એ તો 'કોઝ' જેનું જાણવામાં ના આવે, એને ચમત્કાર કહે છે.

**દાદાશ્રી :** હા, એને ચમત્કાર કહે છે, બસ ! પણ પાછાં આ લોકો ઠસાવે છે અને આ બીજા બધા લોકો બિચારા લાલચુ છે, તે ફસાય છે !

## સંજોગો જ્યાં, ચમત્કાર ક્યાં ?

એટલે ચમત્કાર કોને કહેવાય ? તો તમારે સાયન્ટિફિક રીતે 'પ્રૂફ' આપવું હોય કોઈ માણસને તો કોઈ પણ વસ્તુની, કોઈ પણ સંયોગની જરૂર ના પડે, તેને ચમત્કાર કહેવાય અને આ જગતમાં સંયોગ સિવાય કોઈ વસ્તુ બનતી નથી. કારણ કે 'ડિસ્ચાર્જ' બધું સંયોગોનું મિલન છે એટલે કે 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે. કોઈ કહેશે કે, 2H અને O આપો તો હું તમને પાણી બનાવી આપું.' ત્યારે એ તો પાણી થવાનો એનો સ્વભાવ જ છે. એમાં તું શાનો 'મેકર' ? હું તને એક H અને એક O આપું અને તું પાણી બનાવી આપ તો હું તને કહું. ત્યારે એ કહે, 'એ ના બને !' ત્યારે મેં કહ્યું, 'તું શું કરવાનો હતો ?! અમથો વગર કામનો !' એટલે સંયોગોનું મિલન છે આ ! 'હવે એ સંયોગો ના હોય અને તું કરે, તેમાં મને દેખાડ' કહીએ. એટલે ચમત્કાર એને કહેવાય કે સંયોગોનું મિલન ન થવું જોઈએ.

પાછું ચમત્કારવાળો કહે, 'અત્યારના ટાઈમે નહીં થાય.' 'કેમ તું ટાઈમની રાહ જોઉં છું ? માટે ચમત્કાર નથી.' પણ આવું પૂછતાં આવડે નહીંને લોકોને ! હું તો એનો ખુલાસો પૂછુંને, તે એનાં સાંધા જ તોડી નાખું. કારણ કે મને પૂછતાં આવડે. પણ આપણે ક્યાં એમની પાછળ પડીએ ? આનો પાર નથી આવે એવો. અનંત અવતારથી આના આ જ તોફાનમાં પડેલાં છે. ભગવાનનાં વખતમાં ય ચોર્યાસી લાખ વિદ્યાઓ હતી, તે ભગવાન બધી વિદ્યાઓનો નાશ કરી ગયા છે. છતાં થોડીઘણી 'લીકેજ' રહી ગઈ છે. આ તો એવું છે ને, સાચું વિજ્ઞાન બધું ખોવાઈ ગયેલું છે, તે કુદરત એની મેળે કાઢશે ! આપણે ભાવ કરોને કે આ ચમત્કારની વિદ્યાઓ બધી જાવ અહીંથી.

❖ ❖ ❖ ❖ ❖

## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો

૧. ભોગવે તેની ભૂલ
૨. બન્યું તે જ ન્યાય
૩. એડજસ્ટ એવરીવ્હેર
૪. અથડામણ ટાળો
૫. ચિંતા
૬. ક્રોધ
૭. માનવધર્મ
૮. સેવા-પરોપકાર
૯. હું કોણ છું ?
૧૦. દાદા ભગવાન ?
૧૧. ત્રિમંત્ર
૧૨. દાન
૧૩. મૃત્યુ સમયે, પહેલાં અને પછી
૧૪. ભાવના સુધારે ભવોભવ
૧૫. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી
૧૬. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત)
૧૭. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.)
૧૮. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.)
૧૯. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.)
૨૦. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.)
૨૧. વાણીનો સિદ્ધાંત
૨૨. કર્મનું વિજ્ઞાન
૨૩. પાપ-પુણ્ય
૨૪. સત્ય-અસત્યના રહસ્યો
૨૫. અહિંસા
૨૬. પ્રેમ
૨૭. ચમત્કાર
૨૮. વાણી, વ્યવહારમાં....
૨૯. નિજદોષ દર્શનથી, નિર્દોષ
૩૦. ગુરુ-શિષ્ય
૩૧. આપ્તવાણી-૧
૩૨. આપ્તવાણી-૨
૩૩. આપ્તવાણી-૩
૩૪. આપ્તવાણી-૪
૩૫. આપ્તવાણી-૫-૬
૩૬. આપ્તવાણી-૭
૩૭. આપ્તવાણી-૮
૩૮. આપ્તવાણી-૯
૩૯. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.)
૪૦. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.)
૪૧. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.)
૪૨. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.)
૪૩. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી ૪)
૪૪. આપ્તસૂત્ર
૪૫. ક્લેશ વિનાનું જીવન
૪૬. સહજતા

**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉત્તરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

## સંપર્કસૂત્ર

### દાદા ભગવાન પરિવાર

| | |
|---|---|
| **અડાલજ** | **: ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦ **e-mail :** info@dadabhagwan.org |
| **રાજકોટ** | **: ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮ |
| **ભુજ** | **: ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩ |
| **મોરબી** | **: ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪ |
| **સુરેન્દ્રનગર** | **: ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨ |
| **ગોધરા** | **: ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦ |
| **અમદાવાદ** | **: દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોનઃ** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮ |
| **વડોદરા** | **: દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫ |

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | : ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | : ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | : ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | : ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | : ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **Kenya** | : +254 722 722 063 | **Singapore** | : +65 81129229 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**



# ચમત્કાર છે શું ?

ચમત્કાર એનાં કારણો સિવાય થયો શી રીતે એ કહે. 'કારણ' વગર કોઈ 'કાર્ય' થાય નહીં. ચમત્કાર થઈ રહ્યા છે, એ તો 'પરિણામ' છે. એટલે કે 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે. માટે એ ચમત્કાર નથી, 'સાયન્સ' છે !

- દાદાશ્રી

ISBN 978-81-89725-52-5
9 788189 725525
Printed in India
Price ₹15

dadabhagwan.org